ૐ

અબ જાગ મુસાફીર! ભોર ભયા
યુગક્રાન્તિ કી નૌબત બાજ રહી.

# ક્રાન્તિ અને ધર્મ

રામ કહે આ યુગ મહીં, મળે નહિં શાંતિ,
કારણ કે આવી મહીં, પુર ઝડપે ક્રાન્તિ;
આજે સૌ ક્ષેત્રો મહીં, સળગે ક્રાન્તિ આગ,
રામ કહે તે જોઈને, હે ભારતજન જાગ.

સંપાદક:

શ્રી ઈન્દુલાલ એમ. પરીખ (રામકવિ)

પ્રકાશક:

શ્રી શંકર મહારાજ (કલોલવાળા)

સંવત ૨૦૦૩ — આવૃત્તિ પહેલી
ચૈત્ર સુદ ૧૫ — તા. ૫-૪-૧૯૪૭

કિંમત રૂ. ૦-૮-૦

૨૬૧૬૬

પશ્ચિમની ઢબે ગોપાલનનો આદર્શ રજુ કરતી
નવા પ્રકારની કંપની.

# ધી ગુજરાત કલેકટીવ ફાર્મર્સ લી.

હેડ ઑફિસઃ-૧૯૫૧, પાંચકુવા, ચાર રસ્તા, અમદાવાદ.
બ્રાન્ચ ઑફિસઃ-કૃષ્ણભુવન, મહેમદાવાદ.

ઉદ્દેશઃ—મોટા પાયા ઉપર જમીન ...



... મુડીનું રોકાણ કરવાની આ ઉત્તમ તક છે.

જો તમારે ચોકખાં ઘી-દૂધ જોઈતાં હોય તો કંપનીના માત્ર પાંચજ શેરો ખરીદી તેના રજીસ્ટર્ડ ગ્રાહક બનો. સાથે સાથે રોકેલા નાણાંનું વ્યાજ મેળવો અને ગાયોના આશીર્વાદ પણ મેળવો.

મેનેજીંગ એજન્ટસઃ—મેસર્સ આર. એમ. શાહ એન્ડ કું.

# मंगला चरण.

मंगलं भगवान विष्णु मंगलं गरूडध्वज ।
मंगलं पुंडरीकाक्ष मंगलाय तनो हरिः ॥ १.
मूकं करोति वाचालं पंगुं लंगयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंद माधवम् ॥ २.
वसुदेव सुतं देवं कंस चाणूर मर्दनम् ।
देवकी परमानंद कृष्णं वंदे जगद्गुरुम् ॥ ३.
हा राम हा दयासिंधो भक्त कल्याण सागरम् ।
संसार सागरे मग्नं मामुद्धार जगत्पते ॥ ४.
वाम हस्ते गदा युक्तं पाश हस्तं कमण्डलुम् ।
वज्रदेहं निशुद्धं च हनुमान नमोस्तुते ॥ ५.
मातृ देवो भव । पितृदेवो भव ।
आचार्य देवो भव । अतिथि देवो भव ॥ ६,
गुरु र्ब्रह्मा गुरु र्विष्णु गुरु र्देवो महेश्वरः ।
गुरु साक्षात् परब्रह्म तस्मै श्री गुरुवेनमः ॥ ७.

---

ॐ

અબ જાગ મુસાફીર! ભોર ભયા
યુગક્રાન્તિ કી નોબત બાજ રહી.

# ક્રાન્તિ અને ધર્મ

રામ કહે આ યુગ મહીં, મળે નહિં શાંતિ,
કારણ કે આવી રહી, પુર ઝડપે ક્રાન્તિ;
આજે સૌ ક્ષેત્રો મહીં, સળગે ક્રન્તિ આગ,
રામ કહે તે જોઈને, હે ભારતજન જાગ.

સંપાદક:
શ્રી ઇન્દુલાલ એમ પરીખ (રામકવિ)

પ્રકાશક:
શ્રી શંકર મહારાજ (કઠોલવાળા)

સંવત ૨૦૦૩ — આવૃત્તિ પહેલી
ચૈત્ર સુદ ૧૫ — તા. ૫-૪-૧૯૪૭

કિંમત રૂા ૦-૮-૦

# પ્રસ્તાવના.

'ક્રાન્તિ અને ધર્મ' એ પુસ્તકની હસ્ત લેખિત પ્રત ભાઈ ઇન્દુભાઈ પરિખે મારા હાથમાં મૂકી છે, અને સ્નેહના આધારે પ્રસ્તાવના લખવા કહ્યું છે.

હું પ્રસ્તાવના શું લખું ? પત્રકાર તરીકે મારાં છાપાં સંભાળવામાંથી મને ફુરસદ મળતી નથી. હું પ્રસ્તાવના લેખનનું કાર્ય સ્વીકારતો નથી.

છતાંયે, 'ક્રાન્તિ અને ધર્મ' ને બદલે, 'ક્રાન્તિનો ધર્મ' એ કિતાબ હોત, તો હું વધારે પ્રસન્નતાથી કંઈક લખત. 'ક્રાન્તિનો ધર્મ' એ આજનો યુગધર્મ છે; અને એ મારો પણ ધર્મ છે.

આ પુસ્તકમાં ભાઈ ઇન્દુભાઈએ, સમાજના વિધ વિધ ક્ષેત્રોમાં પોતે કેવી ક્રાન્તિ ઇચ્છે છે, તેનો ચિતાર આપવા પ્રયાસ કર્યો છે. તેમના હૃદયમાં થયેલી સ્ફુરણાઓ તેમણે પદ્યાવલીઓમાં ગુંથી છે.

ભાઈ ઇન્દુલાલ પરિખ સાથે થોડા દિવસથી, તેમની ગુજરાત કલેક્ટીવ ફાર્મ્સ સંસ્થા અંગે મારો પરિચય બંધાયો છે. તેમની સરળતા અને જનકલ્યાણવૃત્તિએ મારા પર છાપ પાડી છે.

આ 'ક્રાન્તિ અને ધર્મ' પુસ્તકમાં પણ તેમના આ ગુણોનું પ્રતિબિંબ ઉઠયું છે, એમ મને લાગે છે. આ કિતાબ એક સરળ હૃદયના શુભ મનોરથોની કુલછાબ છે, એટલું હું કહી શકું છું. તેમના આ શુભ મનોરથો સફળ થાઓ.

તા. ૧૯-૭-૧૯૪૭. — કકલભાઇ કોઠારી.

## અર્પણ.

આપની નોંધપોથી દ્વારા મને જાણવા મળ્યું છે કે—આપના જીવન પ્રસંગોમાં, પરમાત્માએ આપનું અનેક વાર રક્ષણ કર્યું છે. દાખલા તરીકે—વૌઠાના મેળામાં સાત નદીઓના સંગમમાં ભર યુવાન વયે ડુબી ગયેલા ત્યારે, અનાસ નદીના ભયંકર પુરમાં પુલ તૂટતાં તણાઇ જતાં, નાગ દેવતા ઉપર આખી રાત શયન કરવા છતાં, ચોર ડાકુઓ અને હિંસક મનુષ્યોના આક્રમણોમાંથી; પ્રભુએ કરેલી આપની રક્ષાના પ્રસંગો અતિ વિરલ છે. આપશ્રીએ આપનું તમામ જીવન, હજારો આંધળાઓને નેત્રદાન આપી, જનતાનું કલ્યાણ કરવામાં જ ગાળ્યું છે. પરિણામે સારી ખ્યાતીને પામ્યા છો. આ ઉપરાંત આપ શ્રીયુત ડાકટર માણેકલાલ કેશવલાલ પરીખના સમગ્ર ધાર્મિક, પરમાર્થિક, અને આદર્શ ગૃહસ્થ જીવનથી આકર્ષાઇ; તથા આપનાં જીવન સહચરી ધર્મ પત્નિ અ સૌ બેન લલિતાલક્ષ્મી એ જીવનપર્યંત તેમાં આપને આપેલા સંપૂર્ણ સહકારથી પ્રેરાઇ; અને આપના બાળકોમાં ઉતરેલા સુસંસ્કારોને નિહાળી; તેમ જ આપની અને આપના કુટુંબની સુવાસ ચોમેર પ્રસરેલી ભાળી; આપ દંપતિને આ 'ક્રાન્તિ અને ધર્મ' નામનું પુસ્તક સપ્રેમ અર્પણ કરૂં છું.

તા. ૨૨-૩-૧૯૪૭. શંકર મહારાજ (કલોલવાળા),

# પ્રકાશકના બે બોલ.

"ક્રાન્તિ અને ધર્મ" એ નામનું પુસ્તક જનતાના હાથમાં મુકતાં આજે મને અનેરા આનંદનો અનુભવ થાય છે.

ધર્મ પ્રધાન એવા ભારત વર્ષમાં, આજે ધર્મને નામે અધર્મનાં આચરણો ચાલી રહ્યાં છે. પરિણામે શિક્ષિત જનતાની ધર્મ તરફ ઉપેક્ષા થતી જાય છે; અને અજ્ઞાન પ્રજા અંધ શ્રદ્ધાથી અંધારામાં ને અંધારામાં જ કુટાયા કરે છે. આજે મોટા ભાગના ધર્માચાર્યોમાં દંભ, મુડીવાદ, અને વેરઝેરે પોતાનું સામ્રાજ્ય જમાવ્યું છે. મંદીરો પ્રજાનાં સાચાં સંસ્કાર ધામો બનવાને બદલે, ધર્માચાર્યોના અખાડા બની ગયાં છે. પરિણામે આજે સાંપ્રદાયિકતા અને બાહ્યાચારો, એજ ધર્મનું રૂપ બની બેઠાં છે. સાચો માનવ ધર્મ અદ્રશ્ય થઈ ગયો છે.

આ પુસ્તકમાં ભાઈશ્રી ઈન્દુભાઈએ, હિન્દુ સમાજના ધર્મ-ક્ષેત્રોમાં, જાતિક્ષેત્રોમાં તેમ જ અન્ય ક્ષેત્રોમાં કઈ જાતની ક્રાન્તિ આવવી જોઈએ તેનો આછો ખ્યાલ આપ્યો છે. આ ઉપરાંત રાષ્ટ્રવાદ, શક્તિવાદ, સંગઠનવાદ, સેવાવાદ, ધર્મવાદ, ભક્તિવાદ વગેરે વિષયો ચર્ચી, આજની ધર્મને વીસરી ગયેલી હિન્દુપ્રજાને માટે હિન્દુધર્મની સાચી રૂપરેખા રજુ કરી છે.

ભાઈ ઈન્દુભાઈએ આટલી નાની ઉંમરમાં, પોતાના મગજનો જે વિકાસ સાધ્યો છે; અને વર્તમાન હિંદના, સમાજના, અને હિન્દુ ધર્મના સળગતા પ્રશ્નોને ચર્ચતું, આ યુગની ક્રાન્તિવાણી રજુ કરતું અને પદ્યોથી ભરપુર એવું આ પુસ્તક લખ્યું છે, તે ખરેખર પ્રશંસનીય છે.

રામ કવિની ટીકાઓથી ભરપુર, તીખી મીઠી વાણીનું રહસ્ય જનતા જરૂર સમજશે, એવી આશા છે.

તા. ૨૨-૩-૧૯૪૭. શંકર મહારાજ (કલોલવાળા)

# વિષયસૂચી

## ભજનો.



---

**તા. ક.** આ પુસ્તકના મુખ પૃષ્ઠ ઉપર છાપેલી કિંમત રૂા. ૦-૮-૦ આઠ આના તે માત્ર છપામણીના ખર્ચ પુરતી જ છે. આમાં નફો કરવાની ભાવના લેશ માત્ર નથી.

**પ્રકાશક.**

# ક્રાન્તિ અને ધર્મ

## પ્રકરણ ૧

### આજનું ભારતવર્ષ.

**રામ કહે તું વિચારને, હે ભારત સંતાન**
**પ્રાચીનભારત વર્ષ આ, કેમ દીસે વેરાન ?**

પ્રાચીન કાળમાં ઉન્નતિના શિખરે પહોંચેલું અને સારીએ પૃથ્વી ઉપર સૂર્યની પેઠે ઝળહળતું ભારત વર્ષ આજે વેરાન કેમ દેખાય છે ?

એક સમય એવો હતો કે જ્યારે દુનિયાના સઘળા દેશોમાં ભારતની ગતિ ઉચ્ચ હતી, ભારતનાં ધ્યેય ઉચ્ચ હતાં, અને ભારતનાં માનવોએ સાધારણ માનવો નહિં પણ તેત્રીસ કરોડ દેવતાઓના નામે ઓળખાતા હતા; અને તે મહાન કર્મયોગીઓ હતા. તેમનાં કર્મ અને જીવન સત્યમય હતાં, તેમનાં ભેજાં બુદ્ધિના ખજાના હતાં; તથા સ્ત્રીઓ વીરાંગનાઓ હતી. તે સમયે ભારતમાં એક જ ધર્મ હતો અને તે સનાતન હિન્દુ ધર્મ અર્થાત્ વેદ ધર્મ હતો. તે વખતે હિન્દુઓમાં ફક્ત ચારજ જાતિઓ હતી અને એક જ ભગવો ઝંડો હતો.

પરંતુ કાળના ચગડોળમાં ઉંચે ચઢેલું ભારત ધીમે ધીમે નીચે ઉતરવા લાગ્યું કારણ કે કાળચક્રની ગતિ હવે વિપરીત ચાલવા લાગી. તે કાળચક્રની ગતિને રોકી શકે તેવો આ જગતમાં કોણ છે?

ઉદયને અસ્તનાં ચક્રો સદા ગતિમાન થઈ રહે છે;
વિપદ્ સંપદ્ તણાં જોડાં, અલગ પણ સાથમાં રહે છે.

પરિણામે ભારતના મનુષ્યો દેવ મટી માનવ બન્યા. એમનામાં રહેલી દિવ્ય શક્તિઓ ભુંસાઈ જવા લાગી. તેમજ એશઆરામના દુર્ગુણે ભારતમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું. જેથી પરદેશી યવનો ભારતમાં દાખલ થયા, અને ત્યારથી ભારતની પડતીનાં બીજ રોપાયાં. વળી પાછળથી અંગ્રેજો ભારતમાં દાખલ થયા અને પરિણામ એ આવ્યું કે આજનું ભારત રાજકીય દૃષ્ટિએ પરતંત્ર બન્યું. જોકે હરેકને તેવી પરતંત્રતા અસહ્ય તો લાગે જ પણ કરે શું? વળી પરતંત્રતાને દૂર કરી રાજકીય સ્વતંત્રતા મેળવવા ઘણા બહાદુર દેશભક્તોએ પ્રયત્નો કર્યા. પણ જ્યાં ભાવિજ વિપરીત હોય ત્યાં પ્રયત્નો શું ફળ આપે?

પરતંત્રતાની બેડીઓમાં ફસાયેલા અને પરદેશી કેળવણીથી અંધ બની ગયેલા, તેમજ સ્વદેશાભિમાન ગુમાવી બેઠેલા, સારાયે ભારતના નિદ્રાધીન આત્માઓ, અગર તો બુદ્ધિની જાડયતાના પડદા પાછળ છુપાયેલા અને પ્રગાઢ નિદ્રામાં લીન બનેલા ભારતના તેત્રીસ કરોડ માનવોને જગાડવાનો અને તેમને સ્વદેશાભિમાનનો, સ્વતંત્રતાનો અને દેશ સેવાનો પવિત્ર પેગામ આપવાનો ભગીરથ પ્રયત્ન આ ભારતની પુનિત ભૂમિ ઉપર પેદા થયેલા એક મહાન આત્માએ આદર્યો. તે મહાન આત્માને બીજાપણ દિવ્યાત્માઓ મળ્યા, અને તેમણે ભેગા મળી, દેશના ખુણે ખુણે ફરી, ઘેરી નિંદરમાં પોઢેલા ભારતવાસીઓને જગાડયા, અને તેમને સત્ય, અહિંસા, શાંતિ, શિસ્ત, અને સ્વદેશી વસ્તુઓ વાપરવાનો મહાન આદેશ આપ્યો. તેમજ આઝાદી સંગ્રામમાં બલિદાન આપવાને હાકલ કરી.

## રાગ-ભીમપલાસ.

શસ્ત્રે સૂતરને મુક્તિ મળે, શીખી લ્યો સૌ જન કળે કળે
ચાલીસ કોટિની ગુલામી ટળે, બતલાવ્યું મોહન ગાંધીએ—૧.
પહેરો સૌજન હોંશે ખાદી, એમાં છે આપણી આબાદી
કાં સાંખી શકો આ બરબાદી, પૂછ્યું એ મોહન ગાંધીએ—૨.
કંઈ સંત મળ્યા ટોળે થઈને, સુકાની શોધ્યો મત લઈને
આપી સરદારી બાપુને, નિહાળી મોહન ગાંધીને—૩.

આજે પણ ભારતમાતાના પવિત્ર ચરણે તેની યજ્ઞવેદીમાં, પોતાના દેહનું બલિદાન આપવા તત્પર થયેલો એ મહાન આત્મા, ભારતના સુખને માટે અથાગ મહેનત કરી રહ્યો છે, અસંખ્ય સંકટો સહન કરી રહ્યો છે અને દેશના ઉદ્ધાર અર્થે સર્વસ્વનો ત્યાગ કરી શ્વેત-વસ્ત્રધારી ફકીર બન્યો છે.

આજે જગત અશાંતિના ઉછાળે ચઢ્યું છે. હિંદના માનવો દુઃખના મહાસાગરમાં ઝોલા ખાઈ રહ્યા છે. પરદેશીઓને અનાજ ખવડાવનાર અને કપડાં પહેરાવનાર હિંદુસ્તાનને આજે ખાવાને ધાન્ય નથી, પહેરવાને કપડાં નથી, અને લાખો લોકો અનાજ અને કાપડની અછતના પરિણામે મોતના મોંઢામાં હડસેલાઈ જાય છે. હિંદુસ્તાન સુવર્ણભૂમિ છે. પરંતુ બ્રિટિશ સરકારે તેને લૂંટયો છે, નહિં તો જે દેશમાં સિંધુ અને ગંગા જેવી નદીઓ વહે છે, કે જેનાં નીર સુકાતાં નથી, અને જ્યાં હિમાલય જેવો પર્વત છે, ત્યાં અનાજ અને કપાડની અછત શાની ?

આજે ભારતની પડતીએ માઝા મૂકી છે. નવનવા કાયદાઓ ફુટી નીકળ્યા છે. કાયદાઓની જાળમાં પ્રજા જકડાઈ ગઈ છે, અને પાંગળી બની ગઈ છે. અશાંતિ લાંચ રૂશ્વત અને કાળા બજારે પોતાની સત્તા જમાવી છે.

### રાગ-(મુખડાની માયા લાગી રે)

આજે ભારત લૂંટાયે રે—જાગને વીરા૦
વેરાઓ નવનવા નાખ્યા, વેપારો ખોરવી નાખ્યા
ધૂતવાને બેઠો રાજા રે—જાગને વીરા૦—૧.
પ્રજા દુઃખોથી રીબાયે, કાયદાથી એ મુંઝાયે
લાંચો તો બહુ લેવાયે રે—જાગને વીરા—૨.
'રામ' કહે અમલદારો, એ છે લૂંટ્યાના સરદારો
કાઢે ખીસ્સામાંથી ધારો રે—જાગને વીરા૦—૩.

કાયદારૂપી લાકડાની તલવારથી આજે ભારતની ભોળી પ્રજાને મુંગો માર મારવામાં આવે છે અને કુસંપને લીધે છિન્નભિન્ન થઈ ગયેલી ભારતપ્રજા તેનો બીલકુલ સામનો કરી શકતી નથી. માટે હવે ભારત પ્રજાએ નિદ્રા અને આળસ ત્યજી દઈ જાગીને આજની પરિસ્થિતિનો વિચાર કરી ભેગા મળી સંગઠન સાધવાની જરૂર છે.

### રાગ-(મીઠા લાગ્યા છે મને.)

વીરા જાગોને તમે ક્યાં રે સુધી ઉંઘશો
ડૂબે છે ભારતની નાવ રે—વીરા૦—ટેક
ઘેરી નિંદરમાં, પોઢ્યા મારા દેશીઓ
લાભ લીધો તેનો, પેલા પરદેશીઓ
કીધો આ ભારત ખુવાર રે—વીરા૦—૧.
સંકટનાં વાદળાં, માથે ઘેરાયાં
વેપાર ધંધા સર્વ ગુમાયા
થયો આ ભારત બેકાર રે—વીરા૦—૨.
શીર પર દુઃખના, ડુંગર ખડે છે
મુઠી અનાજ વિણ, ભૂખે મરે છે
આજે આ ભારત સંતાન રે—૦—૩.

દરિયાનાં પૂર આ, તોફાને ચઢિયાં
દુઃખનાં તે મોજાં, સાગરે ઉછળ્યાં
ભારતની નાવ ઝોલા ખાય રે—વીરા૦—૪.
'રામ' પોકારે સહુ, દુઃખ જાય નાસી
બનો ના કુહાડીના, હાથા હિંદવાસી
સંપી એક થાઓ જો તમામ રે—વીરા૦—૫.

જો હિંદના માનવો કુહાડીના હાથા બનવાનું બંધ કરશે, અને જો તે સઘળા પક્ષોને અને મતમતાંતરોને ત્યજી દઈ સંપીને એક થશે, તો જ તેમનાં દુઃખ દૂર થશે અને સુખના મહાન પંથમાં હિંદ પોતાનાં પુનિત પગલાં માંડશે. આજે હિન્દમાં કુસંપનાં ભયંકર સામ્રાજ્યો સ્થપાયાં છે, અને તેથી જ હિન્દની આજે આ અવગતિ થઈ રહી છે, એ કુસંપનાં સામ્રાજ્યોને આપણે જડમૂળમાંથી ઉખેડી નાખીને દરિયામાં નાખી દેવાં પડશે. સંપ વિના કદી પણ જંપ થવાનો નથી. શ્રી કલિગીતામાં 'રામ' લખે છે કે—

ભારતજન ભૂખે મરે, ધાન્ય વિદેશે જાય
કુસંપની લઢવાડમાં, પરભાર્યો ખઇ જાય—૧
હિન્દુ મુસ્લીમ મૂરખા, ચકમક ભેગા થાય
બેઉ બિલાડી છો લડે, વાંદર માલ જ ખાય—૨.
એક બનોઓ હીંદીઓ, સંપ વિના નહિ જંપ
રામ કહે નકી નાશ છે, કરવાયી તો કુસંપ—૩.

આપણે અત્રે હિન્દુ મુસ્લીમ એકતા સાધવાની વાત કરીએ છીએ. પરંતુ હજુ હિન્દુ હિન્દુમાં જ એકતા નથી, તો પછી હિન્દુ મુસ્લીમની એકતા તો ક્યાંથી જ થાય ? માટે પ્રથમ આપણે હિન્દુઓએ ધર્મ અને જાતિનું સંગઠન સાધવાની અને દેશ સેવાની ભાવના કેળવવાની જરૂર છે.

## પ્રકરણ ૨.

## ભગવાને અવતારો લઇ શું કર્યું છે?

**રામ કહે છે સાંભળો, હે ભારત નરનાર**
**રામે કૃષ્ણે શું કર્યું, કીધો દેશ ઉદ્ધાર.**

કેટલાક રૂઢીચુસ્તો કહે છે કે આ દેશસેવા, અને આઝાદી ધોળા ટોપાંવાળા કેટલાક નાસ્તિકોનું તોફાન છે. તે લોકોને હું પુછું છું કે રામાયણ, મહાભારત અને ભાગવતના ગ્રંથો તેમજ રામ અને કૃષ્ણ જેવા પ્રભુના મહાન અવતારોના જીવન ચરિત્રો શું કહે છે? દેશ ભકતોની સામે ટીકા કરનારા દેશદ્રોહીઓ છે, મૂઢ છે, ગમાર છે.

આઝાદીના યુદ્ધને, તોફાનો કહેનાર;
**રામ** કહે તે મૂર્ખને, વાર વાર ધિક્કાર.

હવે આપણે ભગવાન રામ અને ભગવાન કૃષ્ણના જીવનો તપાસીએ અને રૂઢીચુસ્તોની શંકાઓનું સમાધાન કરીએ.

રાગ-(મને વહાલુ બાપુજી કેરૂં નામ છે રે.)
મને વહાલું શ્રીરામ કેરૂં નામ છે રે
એનાં ભારે અલૌકિક કામ છે રે—(ટેક) ૧.

રાજ છોડયું એણે પિતાવેણુ કાજરે
નાર ત્યાગી એણે પ્રજાવેણુ કાજરે—મને૦ ૨.
એણે પ્રાણો હર્યા દુષ્ટ લોકના રે
એણે દુ:ખો હર્યા મુની લોકના રે—મને૦ ૩.
એણે પાણીમાં પથરા તારીયા રે
એણે રાવણુ કુંભને મારીયા રે—મને૦ ૪.
એણે પાળી પ્રજા પુત્રવત્ ગણી રે
સદા જોતો એ દીનના દુઃખ ભણી રે—મને૦ ૫.
કરે ધનુષ્ય બાણુ બલવાન છે રે
'રામ' કહે એતો ભગવાન છે રે—મને૦ ૬.

રામાવતાર ઉપરથી આપણને લાગશે કે ભગવાન શ્રી રામચંદ્રે પોતાની પ્રજાનાં, દુઃખી લોકોનાં તેમજ મુનીઓનાં દુઃખો દૂર કરવાને માટે મહાન કષ્ટો સહન કર્યાં છે, અથાગ પરિશ્રમ વેઠયો છે અને મહાન સાહસો ખેડયાં છે. પણ અંતે તેમણે દુષ્ટોનો નાશ કરી અને સજ્જનોનું રક્ષણ કરી ભારત દેશનો અને ભારત પ્રજાનો ઉદ્ધાર કર્યો છે. હવે આપણે ભગવાન શ્રી કૃષ્ણના જીવન તરફ દષ્ટિ કરીએ.

### રાગ-(ઉપરનો)

મને વહાલું શ્રી કૃષ્ણ કેરૂં નામ છે રે
એનાં ભારે અલૌકિક કામ છે રે—ટેક ૧.
એણે બંસીથી જીતી લીધી ગાયને રે
ક્રીધો આદેશ પાળજો ગાયને રે—મને૦ ૨.
એણે કીધું રક્ષણ સજ્જનનું રે
એણે કીધું ભક્ષણ દુરજનનું રે—મને૦ ૩.
કરો કર્મો ત્યજી ફલ આશને રે
કરો ભારત દુષ્ટના નાશને રે—મને૦ ૪.

એવી વાણી વદી ઉપદેશની રે
કરી સેવા એણે હિંદ દેશની રે—મને૦ ૫.
એની ગીતા સૌ શાસ્ત્રનો સાર છે રે
'રામ' કહે એ તો કીરતાર છે રે—મને૦ ૬.

આવી રીતે સાક્ષાત્ ભગવાને પણ અવતારો ધારણ કરી કેવળ જનકલ્યાણ અને દેશોદ્ધારનાં જ મહાન કાર્યો કરેલાં છે. આપણે તેમને પૂજીએ છીએ પણ તેમનાં કરેલાં કાર્યો સામે જોતા નથી અને તેમ કરવાને પ્રેરાતા નથી. ભગવાને ગીતામાં અર્જુનને શો ઉપદેશ આપ્યો છે?

રણક્ષેત્રથી ડરવા વડે, કાયા અમર શું થાય છે?
આખી ગીતાનો સાર એ, પ્રભુ મુક્ત કંઠે ગાય છે.

દેશકલ્યાણને માટે અને દુષ્ટોનો, પાપીઓનો, અધર્મીઓનો નાશ ન કરતાં, રણમેદાનથી ડરી જઈ જંગલમાં બાવા થઇ બેસવાથી, અગર તો ઘરમાં બૈરી છોકરાં સાથે બેસી રહેવાથી શું કાયા અમર થઈ જવાની છે? એ સાક્ષાત્ ભગવાનની વાણી છે. તો શું આઝાદીના રણક્ષેત્રથી ડરીને ઘરમાં બેસી રહેવાથી કાયા અમર થઇ જવાની છે?

ઘરમાં બેસી જે રહે, નીકળે નહિં જે બ્હાર
ભાગ ન લે સંગ્રામમાં, તે નર ને ધિક્કાર.

## પ્રકરણ ૩

# આ યુગનો રાષ્ટ્રધર્મ શું?

રામ કહે નિજ ધર્મને, દેશતણું રક્ષણ
કરવાને તત્પર રહે, એ સજ્જન લક્ષણ

સ્વદેશ અને સ્વધર્મનું રક્ષણ કરવું એ પ્રત્યેક સજ્જનનું સ્વાભાવિક લક્ષણ છે. ધર્મ અને રાષ્ટ્રિયતા એ બે જુદી વસ્તુઓ છે, એવું હિન્દુધર્મ કદી પણ કહેતો નથી. પ્રાચીનકાળમાં ઋષિમુનીઓ રાજકિય ક્ષેત્રોમાં અગત્યનો ભાગ ભજવતા હતા અને રાષ્ટ્રકલ્યાણ માટે હરઘડી તત્પર રહેતા હતા. તેમજ પ્રાચીન નૃપતિઓ તેમની આજ્ઞાઓનું કદી પણ ઉલ્લંઘન કરતા નહોતા.

અસલના ભક્તોએ પોતાના જીવના જોખમે પણ પોતાના ધર્મનું અને દેશનું રક્ષણ કર્યું છે. એ ભારતનો જુનો ઇતિહાસ વાંચવાથી પુરવાર થાય છે. ઇતિહાસ એટલે જ શુરવીરોની લીલા. રાણા પ્રતાપ અને શિવાજી શુરવીર જેવા મહાન દેશભક્તોએ દેશના રક્ષણને માટે, સ્વધર્મના રક્ષણને માટે અને યવનોના જુલ્મોથી દેશને બચાવવાને કાજે કેટકેટલાં કષ્ટો સહન કર્યાં છે? અને કેટકેટલાં સાહસો ખેડયાં છે તે આજના ભારતના માનવોથી અજાણ્યું નથી. એ પુણ્યશાળી વીર પુરુષોનાં

નામો ભારતના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે કોતરાયેલાં છે. જે કાયમને માટે અમર છે.

જન્મભૂમિને ચાહે ના, જનમીને જે જન
સૃષ્ટિક્રમ વિરૂદ્ધ એ, રાક્ષસ છે દુર્જન.

જે મનુષ્ય આ ભારત ભૂમિમાં જનમીને પોતાની જન્મભૂમિને ચાહતો નથી તે આ સૃષ્ટિક્રમનો વિરૂદ્ધ એવો એક રાક્ષસ છે. પ્રતાપ અને શિવાજીના જન્મભૂમિ પ્રત્યેના પ્રેમને જુઓ. પ્રતાપને માથે સંકટોનો ડુંગર તૂટી પડ્યો. રાજમહેલમાં રહેનારા રાણાને ભૂખ્યા અને તરસ્યા પોતાના કુટુંબ સાથે જંગલ જંગલ ભટકવું પડયું તે શા માટે? શું રાણાને મોગલ સલ્તનત સ્વીકારી લેતાં અને તેના ખંડીયા રાજા તરીકે રહેતાં નહોતુ આવડતું? એને એવાં ભયંકર સંકટો માથે વહોરી લેવાની અને એવા મોટા બાદશાહ સાથે દુશ્મનાવટ બાંધવાની જરૂર શી? કારણ કે તેને પોતાની જન્મભૂમિ વહાલી હતી કારણ કે તેને પોતાનો ધર્મ વહાલો હતો. એને પોતાનું સ્વમાન વહાલું હતું એના સિવાયના તે વખતના બધાએ રજપુત રાજાઓએ પોતાની દીકરીઓ બાદશાહને આપી હતી. અને અકબર બાદશાહને આધીન તેના ખંડીયા થઇ ગયા હતા. અને રાજસત્તા ભોગવતા હતા. તેમણે બધાએ પોતાનો ધર્મ ભ્રષ્ટ કર્યો હતો, અને રજપુતોના યશસ્વી નામને કલંકિત કર્યું હતું. પરંતુ તે વખતે એકજ વીર બચ્ચો એવો નીકળ્યો કે જેણે પોતાની બેન દીકરી બાદશાહને આપી નહિં, જેણે બાદશાહની સત્તા સ્વીકારી નહિં અને તેની સામે યુદ્ધ જાહેર કર્યું. તે કોણ? રાણો પ્રતાપ પ્રતાપની પ્રતિજ્ઞા શું હતી?

ખાખરાના પર્ણમાં, ભોજન સદા કરશું અમે
દાભરાના તર્ણમાં, શૈયા સદા કરશું અમે
દુશ્મનો પાછળ પડયા, ભોળી પ્રજા સંહારવા
હોમીશું અમ જાતને, નિજ દેશને ઉદ્ધારવા.

પ્રતાપનો આદર્શ શું હતો ?

આદર્શ એ છે માહરો, મરૂં નિજ દેશને માટે
પ્રતાપી પ્રૌઢ પૂર્વજની, જ્વલિત ઝુંબેશને માટે
પ્રજાની પૂર્ણ ભક્તિના, પુનિત એ પ્રેમને માટે
સમર્પણ છે જીવન મારૂં, સુકુળ ઉજ્વેશને માટે.

આજના ભારતના રાજાઓમાં આ પ્રકારનો જુસ્સો આ જાતની બહાદુરી, આવી ભોગ આપવાની તમન્ના, અને પ્રજા પ્રત્યેની લાગણી છે ? તે વાચક જ વિચારી લે. આજના રજપુતોમાં કે ક્ષત્રિયોમાં જો આ જુસ્સો હોત તો ભારતની આ અધોગતિ થઇ ન હોત.

શીવાજીનો રાષ્ટ્રપ્રેમ જુઓ. શિવાજી એટલે કોણ ? રામાયણ અને મહાભારતનો અભ્યાસી અને સ્વામી રામદાસનો ધર્મચુસ્ત શિષ્ય. શિવાજીનો જન્મ એટલે જ મોગલ સલ્તનતની પડતીનું બીજ. શિવાજી એટલે કોણ ? સનાતન હિંદુ ધર્મનો ભગવો ઝંડો ફરકાવનારો પુણ્યાત્મા, મોગલ સલ્તનતનો કાળ, અને ડુંગરનો ઉંદર. શુરવીર શિવાજીએ બહુ જ થોડી સેનાથી પણ યુક્તિપૂર્વક મહાબલવાન, મહાપ્રપંચી, અને ધર્માંધ એવા દિલ્હીપતિ ઔરંગઝેબ બાદશાહને હંફાવી નાખ્યો; અને મોગલ સલ્તનતના પાયા હચમચાવી મૂક્યા.

સુભાષનો રાષ્ટ્રપ્રેમ જુઓ. આઝાદ હિંદ ફોજની કથા વાંચો. હૈયાં હલાવી નાખે, રૂવાડાં ઉભાં કરી નાખે. તેવી એ કથા ના વાંચી હોય તો વાંચી જુઓ. એ કથાઓ નહિ વાંચનારો ખરેખર ભાગ્યહીન છે.

આઈ. સી. એસ થયેલા સુભાષે પોતાની જિંદગીની શરૂઆતમાં, માસીક નવસો રૂપીઆના પગારની સરકારી નોકરીને લાત મારી અને કારાગારના સળીયા પાછળ બીડાવાનું પસંદ કર્યું. સુભાષે કેટલાં બધાં વર્ષો તો હદપારી તરીકે સ્વીટઝરલેંડમાં અને ઇંગ્લેંડમાં ગાળ્યાં. અંતે

તેમને હિંદમાં આવવાની રજા મળી અને તેઓ હિંદમાં આવ્યા. હિંદે તેમનું ભાવભીનું સ્વાગત કર્યું અને હરિપુરાની તથા ત્રિપુરીની ઐતિહાસિક મહાસભાનું પ્રમુખસ્થાન તેમને આપ્યું. તે આખું વર્ષ તેમણે દેશભરમાં ભ્રમણ કર્યું અને મહાસભાને વેગ આપ્યો. છેવટે તેમને પોતાના જ મકાનમાં અટકાયત રાખવામાં આવ્યા, અને પોલીસ પહેરો ગોઠવવામાં આવ્યો. પરંતુ પોલીસને પણ આબાદ થાપ આપી તેઓ હિંદમાંથી અદૃશ્ય થઇ ગયા. પોલીસ હજુ સુધી તેઓ ક્યા માર્ગેથી ગયા હતા તેનો પત્તો મેળવી શકી નથી. પાછળથી તે જર્મની પહોંચી ગયાનું જણાયું અને પછીથી જાપાન ગયા અને આઝાદ હિંદ ફોજ અને આઝાદ હિંદ સરકારની સ્થાપના કરી. તેમ જ બ્રિટનની સામે હિંદની આઝાદીનું મહાન યુદ્ધ પોકાર્યું.

રાગ—મારું રણ તમે છોડાવો રે

આ સુભાષ બાબુ ચાલ્યા રે—ટાળવા ગુલામી.
એ તો પઠાણ વેશે ચાલ્યા રે—ટાળવા ગુલામી. (ટેક)
સૌ સુખ વૈભવને છોડી, નિજ કુટુંબને ઘર જોડી
એ તો પરદેશે ચાલ્યા રે—ટાળવા ગુલામી—૧
કરમાંહી બંદુક લીધી, મહા ફોજ ઉભી કીધી
જીતવા બ્રિટનને ચાલ્યા રે—ટાળવા ગુલામી—૨
આ ફોજમાં હિંદી બંધુ, શીખ ઇસાઇ મુસ્લીમ હિંદુ
સૌ હાથ મીલાવી ચાલ્યા રે—ટાળવા ગુલામી—૩
ના રાત કે દહાડો જુએ, ના ભૂખ તરસને જુએ
એ તો જંગલમાં ચાલ્યા રે—ટાળવા ગુલામી—૪
કહે 'રામ' ખરો એ ત્યાગી, ને સ્વરાજ્યનો અનુરાગી
એ પંથે જાવો ચાલ્યા રે—ટાળવા ગુલામી—૫

ભારતના લાડીલા અને મહાન નેતા સુભાષે, પોતાની પાસે લાખોની મિલ્કત અને સુખવૈભવ હોવા છતાં, એક સામાન્ય

સિપાઈનું જીવન ગાળ્યું. જંગલ જંગલ ભટક્યા, ભૂખ તરસ વેઠયાં, ટાઢ તાપ અને વરસાદમાં પણ જંગલની ઝાડીમાં રહ્યા, અને મૃત્યુને હાથમાં લઈને ફર્યા. એકવીસ એકવીસ કલાક આઝાદ સરકારનું કામ કર્યું; અને નિદ્રાદેવીને રજા આપી. શા માટે? તેમને આટલું બધું કરવાની અને આટલાં કષ્ટો સહન કરવાની શી જરૂર પડી? મા ભોમની આઝાદી માટે. હિંદની ગુલામી ટાળવા માટે. આજે હિંદના કોઈપણ નેતાએ જેટલો ભોગ આપ્યો નથી, તેટલો ભોગ શ્રીસુભાષ બોઝે આપ્યો છે. તેમણે આઝાદીને માટે સારીયે જીંદગી બ્રહ્મચર્ય પાળ્યું છે. તેથી જ કરીને આજે સારાયે ભારતના માનવો સુભાષના ત્યાગને, સુભાષના ભોગને, સુભાષના બ્રહ્મચર્યને, સુભાષની શક્તિને અને સુભાષની આઝાદી મેળવવાની તમન્નાને, યાદ કરી કરીને તેના ઉપર અંતરના ઉમળકાથી પુષ્પો ચઢાવી રહ્યા છે; અને તેના ગુણો મુક્ત કંઠે ગાઈ રહયા છે. જેમ શિવાજીએ મોગલ સલ્તનતના પાયા હચમચાવી મૂકયા હતા; તેમ સુભાષે બ્રિટિશ સલ્તનતના પાયા હચમચાવી મૂકયા છે. એવા એ વીર પુણ્યાત્માની પ્રશંસા કરતાં કરતાં મારી કલમ ભાવથી સ્થિર થઈ જાય છે.

બેરીસ્ટર સાવરકરના રાષ્ટ્રપ્રેમને જુઓ. સાવરકરે બે બે વખત જન્મટીપની સજા ભોગવી. આંદામાન ટાપુમાં દેશનિકાલ થઈ વર્ષો સુધી અસહ્ય કષ્ટો વેઠ્યાં. ઘંટીઓ દળી અને નાળિયેર ફોડયાં. શા માટે? શું તેમનામાં વકીલાતની પ્રેકટીસ કરી લાખો પેદા કરવાની હામ નહોતી?

પંડિત જવાહરના રાષ્ટ્રપ્રેમને જુઓ. પોતાની પાસે કરોડો રૂપિયા અને સુખ વૈભવ હોવા છતાં તેઓ આજે પણ દેશને માટે કેટલો બધો પરિશ્રમ વેઠી રહ્યા છે. અને મોતને હાથમાં લઈ ફેવા ઘુમી રહ્યા છે. છતાં પોતે કેવા—નિર્ભય અને ગંભીર છે, એ તેમની મહાનતા દર્શાવી આપે છે. તેથી કરીને જ જવાહરની પાછળ હિંદી

પ્રજા ઘેલી બની છે. અને તેમની ઉપર પુષ્પોની વૃષ્ટિ થાય છે. જવાહરે ભારતનો ડંકો સારીયે દુનિયામાં વગાડયો છે.

રાગ—(ભીમ પલાસ)

ભારતના ડંકા દુનિયામાં, વગડાવે વીર જવાહર જો
સ્વતંત્ર બનો પરતંત્ર મટી, સમજાવે વીર જવાહર જો—૧
સુપુત્ર એ મોતીલાલ તણો, ભારતનો સાચો વીર થયો
આઝાદીહિંદતણીકરવા, તન મન ધન આતમન અર્પી રહ્યો—૨
છે ધન્ય જવાહીર વીરતને, પુષ્પોની વૃષ્ટિ થાય સદા
કહે 'રામ' સ્વદેશ વિદેશ વિષે, સઘળે એ વીર પુજાય સદા—૩

જેવા પહેલાંના પ્રતાપ અને શિવાજી, તેવા આજના ગાંધી અને જવાહર, તેવા આજના સુભાષ અને સાવરકર, તેઓ આજે ભારતવાસીઓને રાષ્ટ્રધર્મ સમજાવી રહ્યા છે. ભારતમાતા આજે ગુલામીના લોખંડી પાંજરામાં પુરાઇ છે અને અકળાઇ ગઈ છે. તે પાંજરાના બંધનો તોડી નાખી આપણે તેને મુક્ત કરવાની છે. તે ફરજ ભારતમાતાના સંતાનોની છે. પરંતુ તે બંધનો એકદમ તોડયાં તૂટે તેમ નથી. એટલે કે આઝાદી એકદમ મળી જાય તેમ નથી. તેને માટે તો આપણે આઝાદી જંગ ખેલવો પડશે, અને ભોગ તેમજ બલિદાનો આપવાં પડશે.

**આઝાદી મેળવવી એ આ યુગના હિન્દુઓનો મહાન ધર્મ છે. સ્વદેશને માટે કાયા કુરબાન કરનારો માનવ આ લોકમાં અમર કીર્તિને પામે છે, અને પરલોકમાં સ્વર્ગનો અધિકારી બને છે.**

આજના યુગધર્મને અનુલક્ષીને સ્વામી શ્રી વિવેકાનંદજીએ કહ્યું છે કે—

"આવતાં પાંચસો વર્ષ સુધી જન્મભૂમિ એજ તમારી આરાધ્ય દેવી બની રહેવી જોઇએ. દુઃખ દારિદ્ર અને નિરાશાથી રીબાતી અને હતાશ થઇ ગયેલી, ભારતમાતાજ આજે તો સર્વશ્રેષ્ટ જાગ્રત દેવતા છે. દેશનાં બીજાં બધાં જ દેવદેવીઓ આજે પોઢી ગયેલાં છે."

એ મહાન સંતની વાણીને આપણે માન આપવાનું છે. એટલે કે ભારતમાં હવે આખરી ધર્મયુદ્ધ આદરવાનું છે. માટે કોઇ નામર્દ રહેશો નહિં અને એ ધર્મ યજ્ઞને અભડાવશો નહિં. નહિતર મોત આવ્યું સમજજો.

આજકાલ હિંદમાં ગુંડાશાહીનાં સામ્રાજ્યો સ્થપાયાં છે. અને તેને પોષણ પણ કેટલીક જગાએ મળે છે. અવિરત બલિદાનો આપીને અને સતત જંગ ખેડીને, આજે જ્યારે દેશ આઝાદીને આરે ઉભો છે, ત્યારે દેશની મુક્તિના માર્ગમાં પથરા નાખરાઓ અને તોફાનો કરનારાઓ દેશદ્રોહીઓ છે અને નર્કના અધિકારીઓ છે.

આઝાદીના માર્ગમાં, જે આડે પડનાર
દેશદ્રોહી તે દુષ્ટને, રામ કહે ધિક્કાર.

તેવા દેશદ્રોહીઓ, આઝાદીના દુશ્મનો, ગુંડાઓ, પરદેશીઓના રમકડાં સમાન, અજ્ઞાન મૂઢ ગમારો પરંતુ દેશને ભયંકર અને ઘાતકી નુકશાન કરનારાઓને સામ, દામ, ભેદ, દંડ, હિંસા, અહિંસા કોઇ પણ નીતિથી સખ્ત બદલો આપવો પડશે.

પરંતુ તમો ચોક્કસ માનજો કે ઇશ્વર કોઇ દિવસ અસત્ય નથી, અન્યાયી નથી, એ જેટલું સાચું છે તેટલું જ આ સાચું છે કે આ રાજ્યનો અંત હવે નજીક છે. પૂર્ણ સ્વતંત્રતાની ઝાંખી થઇ રહી છે. સ્વતંત્રતા દેવી ડોકીયું કરે છે અને વરમાળ પહેરાવવા ઇચ્છે છે. તેવા સમયે જો આપણે ભાગતા ફરશું તો આપણા જેવા નાલાયક બીજા કોણ?

રાસડો—

(હાંરે) હિંદ પ્રેમી ઓ વીરજનો આવજો હો રાજ
આઝાદી યુદ્ધના એ મોરચે.
(હાંરે) તમે શ્રદ્ધાને ધૈર્ય સાથે લાવજો હો રાજ
આઝાદી યુદ્ધના એ મોરચે—(ટેક)

સાખી.

દોડીને સૌ આવજો, હે ભારત સંતાન
સ્વરાજ્યના સંગ્રામમાં, દેવાને બલિદાન.
તમે ઐક્ય તણી સાધના સાધજો હો રાજ—આઝાદી.
તમે સઘળા એ ભેદભાવ ટાળજો હો રાજ—આઝાદી. ૧

સાખી.

ગુલામીની બેડી મહીં. સડતું હિંદ શરીર
મુક્ત થશે ક્યારે જ તે, હે ભારત ભડવીર.
તમે પરતંત્રતાની બેડી તોડજો હો રાજ—આઝાદી.
દેશદ્રોહીનાં શીર તમે ફોડજો હો રાજ—આઝાદી. ૨

સાખી

ઓ હિંદીઓ સાંભળો, સંતતણું ફરમાન
આઝાદી સંગ્રામમાં, જાન કરો કુરબાન.
તમે લોહીની નદીઓ રેલાવજો હો રાજ—આઝાદી.
તમે ઝંડો ત્રિરંગી ફરકાવજો હો રાજ—આઝાદી, ૩

સાખી.

આવો રણમેદાનમાં, કોની જુઓ છો વાટ
આવે વરમાં છો ભલે, ભારે વસમા ઘાટ.

આવા ધર્મકેરા યુદ્ધમાં ઝુકાવજો હો રાજ—આઝાદી.
વીર હાકલને માન તમે આપજો હો રાજ—આઝાદી. ૪

**સાખી.**

'રામ' કહે આગળ વધો, ત્યજી મોહની નિંદ
સ્હાય નક્કી કરશે હરિ, પોકારો જયહિંદ.
તમે કીર્તિ આ લોકમાં પામજો હો રાજ—આઝાદી.
શુભગતિને પરલોકમાં પામજો હો રાજ—આઝાદી. ૫

ગગન ધડાકા થાય, પૃથ્વી કંપે, સાગર ઉછાળે ચઢે, તેમ આજ ભારતવર્ષ કોડ મરડે છે. આજે યમરાજ પાંખો ફફડાવે છે. જુવાન બંધુઓ, જાગો.

અબ જાગ મુસાફીર ! ભોર ભયા
યે તો કુચકી નોબત બાજ રહી

આજે કાળરાજે તાંડવનું ડમરૂ બજાવ્યું છે. એમાં સલ્તનત ભસ્મિભૂત થશે. બાદશાહી અગ્નિ પાંખે વીંઝાશે. આખર રાખમાં રગદોળાશે.

ઉપનિષદમાં એક મહાયજ્ઞ વર્ણવ્યો છે. પુત્રનું બલિદાન દઈને નચિકેતા પિતાએ ઉજવ્યો હતો. આજે ભારત એવા બત્રીસ લક્ષણાનો ભોગ માગે છે. વાયુ ને મહાવાયુ અથડાય છે. દુંદુભી નાદ આભમાં છે, ને મહાઓજ ઉચ્ચરે છે. "ઉઠો જાગો, અવસર આવ્યો છે."

નવજુવાન, મૃત્યુની કેડીને શોધ, કાં તો તારી કે ભારતના દુશ્મનની રણ તો ધીરાનું વીરાનું, નહિ કાયરનું કામ જોને. હે નવજુવાનો, ભારતનું ભાગ્યચક્ર પલટાવો. એક મહાત્માએ મંત્ર દીધો કે—"કરેંગે યા મરેંગે" મરેંગે તો બધા જ. એક કાળે. પણ કંઈ કરીને. એ કરેંગે તે શું ? હિંદ પર ચોંટેલા બ્રિટિશ સરકારના પોલાદી ચોકઠાકા સાંધા તોડેંગે.

જે દિવસે સ્વરાજ્યનો કંકુવર્ણો સૂરજ ઉગશે ત્યારે તમારાં બલિદાનનાં બિંદુ આઝાદીના અક્ષરોની જેમ ચમકી ઉઠશે.

# પ્રકરણ ૪.

## આજની કેળવણી.

રામ કહે વિદ્યા ખરી, અપાવે જે મુક્તિ
ખોટી વિદ્યા આજની, કરે નષ્ટ વ્યક્તિ.

सा विद्याया विमुक्त ये । જે મુક્તિને અપાવે એજ સાચી વિદ્યા છે. આજની અંગ્રેજી કેળવણીથી હિંદના માનવોની ધર્મભાવનાઓનો અને રાષ્ટ્ર ભાવનાઓનો નાશ થયો છે અંગ્રેજોએ આવીને આપણને શું શીખવ્યું ? તેમનો ઇરાદો આપણને જ્ઞાન આપવાનો કે વિજ્ઞાન શીખવવાનો કે આપણને સ્વતંત્ર થવા દેવાનો નહોતો. તેમની કેળવણીનો હેતુ તો તેમના રાજ્ય કારભારમાં મદદ કરવાને માટે કારકુનો તૈયાર કરવાનો હતો તેવું શિક્ષણ તેણે આપ્યું અને આજે પણ આપે છે. આજે પણ યુનીવરસીટી રૂપી મશીનમાંથી હજારો કારકુનો દર વર્ષે બહાર પડે છે; અને પછી સરકારની ગુલામી કરવા માટે સરકારી નોકરીની શોધમાં ફરે છે. તેમનાં માનસો જ તેવાં થઈ જાય છે.

આજે સરકાર આપણને ભણાવી ભણાવીને મોટી મોટી ડીગ્રીઓ આપે છે. દાખલા તરીકે એલ. સી. પી એસ, એમ, બી. બી. એસ, એફ. આર. સી એસ. આઈ. સી. એસ દરેકની અંતે એસ તો હોય જ. એસ એટલે શું એતો તમે જાણતા જ હશો. આનો ભેદ

હું તો નહિં બોલું. વાચક જ સમજી લે. આવી રીતે તે આપણને આડકતરી રીતે બેસ બનાવે છે. જુના ઘરડોઆઓ કહે છે કે આજના જુવાનો બેસની ડીગ્રી પામીને ખરેખર બેસ જેવાજ બની જાય છે; અને જ્ઞાનનો ખોટો બોજો ઉપાડી ગુમાનમાં ફરે છે. એક બહુ ભણેલો માણસ આખરે કંટાળીને કહે છે કે—

કોઇ મારા પુસ્તક પોથાની પોટલી
ઉતરાવો શીરેથી આજ.
કોઇ મારા જ્ઞાન ગુમાનની ગાંસડી
ઉતરાવો શીરેથી આજ.

આજની અંગ્રેજી કેળવણીએ આજની વિદ્યાર્થી આલમને કેવળ નાસ્તિક બનાવી દીધી છે. આજનો યુવાન વર્ગ પશ્ચિમના પ્રલોભનોમાં લોભાયો છે. આજના નવજવાનો હિન્દુત્વ અને હિન્દુ ધર્મને વીસરી ગયા છે. તેઓ સાચાં શાસ્ત્રો, પૂર્વજોની આજ્ઞાઓ, અને મંત્રોના ગૂઢ રહસ્યોને ભૂલી ગયા છે; ને ભૂલ ભરેલા કુસંસ્કારોને મિથ્યા મતવાદો દ્વારા આડા માર્ગે વહી રહ્યા છે. પરિણામે ધર્મને નામે આજે હિન્દુ સમાજમાં ભારે અધર્મ પ્રવર્તી રહ્યો છે. વિદેશી આદર્શોના ઝાકઝમાળથી, આજના ભારતના માનવોની આંખો અંજાઇ ગઇ છે; અને આપણે મૃગલાંની માફક ઝાંઝવાના જળ તરફ દોડી રહ્યા છીએ.

પશ્ચિમની ફેશન મહીં, મૂર્ખ બન્યા ગરકાવ
રામ કહે એથી ડૂબે, આ ભારતની નાવ.

વળી આજે સારો માણસ અથવા આજના નવ જવાનોની ભાષામાં કહીયે તો 'જેન્ટલમેન' કોણ કહેવાય છે? અને તેની વ્યાખ્યા શું છે?

કોટસ્ય પાટલુનસ્ય, મૂખે ચીરૂટ મે વચે
હેટ બુટ ચસ્મા યુક્તો, જેન્ટલમેન કથ્યતે.

પગમાં કોથળો અથવા સુંથણું, ગળામાં ફાંસો, શાલ કોલરનો કોટ, કે જેના બે કાન ગધેડાના કાનની માફક ઉંચા ને ઉંચા રહે, ક્રૂમના દોરીવાળા બુટ, ક્રૂમ એટલે જીવતી ગાયનું ચામડું, ચાર આંખો, મોંઢામાં ધોળું ઠુંઠું અને માથે છાબડું ઉંધું વાળ્યું હોય તે આજે જેન્ટલમેન. પરદેશીના અનુકરણમાં આંધળા બનેલા આજના યુવાનો ભારતની સંસ્કૃતિને ડુબાડી રહ્યા છે.

આજના આ નકલી યુરોપીયન બનેલા, અને ફેશનની પીંછીયારીમાં ફસાયેલા યુવાનોમાં, નથી તો કુળની લાજ, નથી તો હિન્દુત્વની મર્યાદા, નથી તો કુટુંબ પ્રેમ, અને નથી તો ધર્મના નિયમોનું પાલન. તેમને સ્વજનોની અને માબાપની પરવા શાની હોય! તેમને માતૃપ્રેમની કિંમત કયાંથી હોય! છોકરાઓ કે છોકરીઓ ઉપર આ જગતમાં કોઈનો પણ જો વધુમાં વધુ પ્રેમ હોય તો તે માતાનો છે.

રાગ—(હંસલો ચાલ્યો જવાનો એકલો રે)
જગમાં જનનીનો જોટો નહિં જડે રે
એણે કીધા ઘણા ઉપકાર—(૨)—જગમાં૰ ૧.
પ્રેમની ધારા વહે માની આંખમાં રે
બાળના દુઃખે દુઃખી તે થાય—(૨)—જગમાં૰ ૨.
આજના ફાટેલા લાડ છોડે માતને રે
તોય માડી હૈયે રાખે ભાવ—(૨)—જગમાં૰ ૩.
હિંદબાળ વિચારજો પ્રેમ માતનો રે
છોડી ઘેલછાને અજ્ઞાન—(૨)—જગમાં૰ ૪.
બદલો પુરો દેજો તમે માતને રે
પુરી તેના અંતરની આશ—(૨)—જગમાં૰ ૫.

માના હૈયે અવિચળ ભાવના રે
'રામ' એને વંદે વારંવાર—(૨)—જગમાં૦ ૬.

સ્વામીશ્રી કૂટસ્થ એક જગ્યાએ કહે છે કે–આજે તો ભણવું, પરણવું અને જણવું આ ત્રણે વાતમાં ભારત પ્રજા નિરંકુશ થતી જાય છે; અને અધોગતિના પંથે દોડી જાય છે. ભોગવિલાસની હોળીમાં ભારત પ્રજા ઈંધણ થતી ચાલી છે. સર્વેને પૈસા પૈસા ને પૈસાની જ જંખના. પૈસાને માટે ગમે તેવાં ભયંકર કુકર્મ કરવાને તૈયાર થાય છે. અઢારે વર્ણને ગાડી, વાડી, અને લાડી જોઈએ છે. મૂડી જોઈએ, પાડી જોઈએ, સાડી જોઈએ, અમુક જોઈએ, તમુક જોઈએ, બસ 'જોઈએ' નામનું ભુત ભારતપ્રજાને વળગ્યું છે; અને તે 'જોઈએ'ની બેડીમાં જ જકડાઈને ભારત પ્રજા ધર્મભાન ભૂલી સ્વધર્મ અને સ્વદેશ દ્રોહી બનતી જાય છે.

પરિણામે જુના વખતના સંતોષ અને સાદાઈ આજે અદશ્ય થવા લાગ્યાં છે. મોજશોખ અને સુખના સાધનો વધવા લાગ્યાં છે. સુખના સાધનો જેમ વધતાં જાય છે તેમ દુઃખનો દરિયો વિશાળ અને ઉંડો બનતો જાય છે. તેથી કરીને આજના હિન્દુ યુવાનો દુઃખના દરિયામાં ડુબકાં ખાય છે; અને તેમને ધર્મતુંબડું જરાયે તારી શકતું નથી.

આજના યુવાનો હોટલ, નાટક અને સીનેમાના રસીયા બન્યા છે, ચ્હા અને બીડીના ગુલામો બન્યા છે, અને ધમાલીયા જીવન ગાળી રહ્યા છે. આવા ભોગવિલાસી સ્વચ્છંદી અને નમાલા ચરકાધારીઓની દશા તો જુઓ. તેઓ અપવિત્રતા રજે, નવા નવા ચસ્કાને હજે, સાધર્મથી ચળે, સ્વચ્છંદી ધૂનમાં વળે, ભીનાજ ધઉં દળે, દર પળે હૃદય બળે, થુંકેલું ગળે, પાણી પીએ નળે, વળે કળે ઈતરનું બે બે, સટ્ટો કરે, તેજીમંદી કરે, બાવન પાનાની બાતાવડી રમે, બોળાને ડગે, ઉંધા છતાં કરે, ચાહેતી પૂજે, અને બીડીયસ કરે. આ બધું જ તેઓ

એકબીજાની દેખાદેખીથી કરતાં શીખે છે. પરિણામે હાથે કરીને હેરાન થાય છે.

દેખાદેખી કરવા જાય, તે નર અધુરીયાં કહેવાય
હાથમાં દીવો લઈને, તેઓ કૂવે પડવા જાય

આ રીતે આજના યુવાનો શાસ્ત્રાનુસારના માનવ ધર્મને ભૂલ્યા છે, અને આડા માર્ગે વહી રહ્યા છે. તેઓ પોતાને મનફાવતા ગમે તેવા સગવડીયા ધર્મના ઝંડા નીચે જવા લાગ્યા છે અને પોતાના ધર્મને પણ સગવડ યુક્ત બનાવવા લાગ્યા છે. હિન્દુ યુવાનોની આ માઠી દશા એ કેવળ અંગ્રેજી કેળવણીનું જ પરિણામ છે.

આધુનિક કેળવણીના અંધકારમાં અંધ બની બેઠેલા એ નવજુવાનો, હિન્દુધર્મના મહાન ગ્રંથો કે જેનું ઉચ્છિષ્ટ જ વિશ્વના સૌ કોઈ તત્ત્વવેત્તાઓ કહી રહયા છે, તે જ ધર્મગ્રંથોને આપણા અધુરા તત્ત્વજ્ઞાની થવા તત્પર થયેલા આજના ભાઈઓ તેને ખોટી રીતે વગોવવામાં "ઓલ્હંબગ" કહેવામાં પણ બાકી રાખતા નથી. વળી આજના યુવાન વર્ગને નોવેલો અતિપ્રિય થઈ પડી છે, અને જેઓને હિન્દુ શાસ્ત્રના ધર્મગ્રંથો વાંચવાની તો ફુરસદજ નથી; અને જો કોઈ વાર ભૂલે ચુકે પણ વાંચવા બેસે છે તો કંટાળો આવે છે. હે હિન્દુ નવજવાનો, જાગો, અને પરદેશીઓનાં ખોટાં અનુકરણ કરી આદર્શતાનો ડોળ કરવાનો છોડી દો.

ક્યાં અસલના ઋષિ મુનીઓના આશ્રમો અને ક્યાં આજની સ્કુલો! ક્યાં તે જંગલના આશ્રમનું વાતાવરણ! અને ક્યાં આજની શહેરોની સ્કુલોનું કો-એજ્યુકેશનનું વાતાવરણ! અસલના ગુરુઓ શિષ્યોને ધાર્મિક, સામાજિક, વ્યવહારિક, આર્થિક, રાષ્ટ્રીય વગેરે સઘળી જાતનું શિક્ષણ આપતા હતા; અને તેમને ગૃહસ્થાશ્રમને લાયક બનાવતા હતા. આજે તો તેવું કોઇપણ જાતનું શિક્ષણ અપાતું નથી.

આજની કેળવણી વિદ્યાર્થીને ભવિષ્યના વ્યવહારિક જીવનમાં જરાપણ ઉપયોગમાં આવતી નથી. આજે એટલી બધી તો ભણવાની

ચોપડીઓ હોય છે કે જે વિદ્યાર્થી બિચારો ઉપાડી પણ શકતો નથી; અને તે કેવળ મગજમારી જ છે. આજનું ભણતર આજના વિદ્યાર્થીઓને અને તેમના વાલીઓને પણ અળખામણું થઈ પડયું છે. એક અંગ્રેજી ભણતો વિદ્યાર્થી કહે છે કે—

મારી ભણવાની પીડા મીટાવો કોઇ—(ટેક
અંગ્રેજી વાંચતાં ઉંઘ આવે મને
મને સીનેમા શો બતલાવો કોઈ—મારી. ૧
ગણિત ગણતાં માંદો પડું હું
મને બાગ બગીચે ફીરાવો કોઇ—મારી. ૨
ભૂમિતિ ગણતાં ભાન ભુલું હું
મને લીપ્ટન ચા પીલાવો કોઇ—મારી. ૩
ટર્મીનલે મને તાવ આવ્યો છે
મને કવીનાઈન મીક્ષ્ચર પાઓ કોઇ—મારી. ૪
પરીક્ષા સિંધુમાં નાવ ડૂબે મારી
મને પ્રમોશન આપી બચાવો કોઇ—મારી. ૫

આ પ્રમાણે આજનું ભણતર આજના વિદ્યાર્થીને એક પીડારૂપ નીવડયું છે. તેમાં ઘણા સુધારાવધારા કરવાની જરૂર છે; અને નકામા વિષયો રદ કરી હિન્દુધર્મનું અને રાષ્ટ્રધર્મનું સાચું જ્ઞાન આપવાની આવશ્યકતા છે. મનુષ્યને પોતાના સાચા કર્તવ્યનું અર્થાત્ ફરજોનું ભાન થાય તેવી કેળવણી આપવી જોઈએ.

## પ્રકરણ ૫

## સાચું સ્વજન અને ખોટા રિવાજો.

**રામ કહે જગમાં સગાં, કહેવાની છે અનેક**
**સંસારે સાચું સ્વજન, એ તો સોમાં એક.**

સંસારે સાચું સ્વજન કોણ? આ સંસારમા કહેવાનાં સગાં ઘણાં છે પરંતુ સાચાં સગાં બહુ જ ઓછા છે. સાચું સ્વજન કોને કહી શકાય? અર્થાત્ તેની વ્યાખ્યા શી?

**રાગ-(સુખડાની માયા લાગી રે)**

સ્વજનો તો વ્હાલાં લાગે રે—આ જગમાંહી. (ટેક)
તમ દુઃખે દુઃખી જેઓ, તમ સુખે સુખી જેઓ
સાચાં સ્વજન છે તેઓ રે—આ જગમાંહી—૧.
સાચાં સ્વજન જો મળે, હૈયે પ્રેમ તો ઉછળે
દુખડાં સઘળાં ટળે રે—આ જગમાંહી.—૨.
સ્વજનો જો છુટાં પડે, આંસુ પાડી, એતો રડે
વિયોગનું દુઃખ નડે રે—આ જગમાંહી—૩.

સ્વજન જો મરી જાયે, દુઃખ પારાવાર થાયે
મન મારૂં ગાંડું થાયે રે—આ જગમાંહી—૪.
'રામ' કહે તમે કરો, સ્વજનોનાં દુઃખ હરો
મન દયા ભાવ ધરો રે—આ જગમાંહી—૫.

સંસારમાં સાચા સ્વજનનું મહત્વ આટલું બધું છે. સ્વજનને ભેટીને મનુષ્ય દુઃખનો ભાર હળવો કરી શકે છે, અને સાચી શાંતિ અનુભવી શકે છે. તેવું સ્વજન જ્યારે આપણને છોડીને પરલોકમા ચાલ્યું જાય, ત્યારે તેના વિયોગથી મનુષ્યનું મન ભારે વેદના અનુભવે, અને આંખમાંથી આંસુની ધારાઓ વહી જાય, તે સ્વભાવિક છે. આવે, પ્રસંગે જેને રડવું આવતું નથી, તેનું હૈયુ કાંતો પત્થરનું બનાવેલું છે, અર્થાત્ જડ છે, સ્નેહહીન છે; અથવા તો તે મનુષ્ય આ સંસારથી પર એવી કોઈ અલૌકિક વ્યક્તિ છે.

પરંતુ બૂમો પાડીને આખું ગામ સાંભળે તેવી રીતે રોવું, કુટવું, ધમ પછાડા કરવા, તથા ઢોંગ કરવો એ તો કેવળ અજ્ઞાન જ છે. કારણ કે ટ્રેન ઉપડી ગયા પછી રોવું અને તેની પાછળ દોડવું નકામું છે; તેવી રીતે મરી ગયેલા મનુષ્યની પાછળ રોવું નકામું છે. માટે કાંણુ મોંકાણ અને કુટવાના રિવાજોને આપણે ધીમે ધીમે તિલાંજલી આપવી જોઇએ. શ્રી કલ્કિગીતામાં 'રામ' લખે છે કે—

કાંણ અને મોકાંણુ છે, આડંબર અજ્ઞાન
કુટવાનું કારસ નથી, છે ખાલી તોફાન—૧.
રામ કહે કુટવા થકી, થાય ભયંકર રોગ
સંસારે કંઈ નારીઓ, થઈ ક્ષય દમની ભોગ—૨.

આ ઉપરાંત પણ હિન્દુ સમાજમાં ઘણા કુરિવાજો પોતાનું ઘર કરી બેઠા છે. દાખલા તરીકે બાળલગ્ન, વરવિક્રય, કન્યાવિક્રય, વિધવા

વિવાહ ઉપર પ્રતિબંધ. વગેરે વગેરે. જ્ઞાતિના અસંખ્ય વાડાઓ થવાથી કન્યાની લેવડદેવડનાં ક્ષેત્રો અતિ નાનાં થઈ ગયાં છે. પરિણામે પારાવાર મુશ્કેલીઓ ભોગવવી પડે છે. તેને માટે જ્ઞાતિનાં ક્ષેત્રો વિશાળ થવાં જોઈએ.

વિધવાવિવાહ સંબંધમાં અર્થાત પુનર્લગ્ન બાબતમાં મારો અભિપ્રાય એવો છે કે, ત્રીસ વર્ષથી નાની ઉંમરની અને નિઃસંતાન વિધવા સ્ત્રી, પોતાને લાયક વર શોધી કાઢે, અને પુનર્લગ્ન કરે, તે ઉપર કોઈપણ જાતનો સામાજીક પ્રતિબંધ હોવો જોઈએ નહિં. પરંતુ તે લગ્નને ઘણા હર્ષથી વધાવી લેવું જોઈએ. જેથી વિધવાનાં દુઃખો દૂર થશે અને તેમનાં જીવન અને ચારિત્ર્ય સુધરશે.

---

## ભજન

### અસાર સંસાર

રાગ–ભીમપલાસ

લાગે આજે જે જે સારૂં, તે કાલ તમોને ના ગમતું
આ સંસાર અસાર વિષે, કોઈનું કોઈ ના દીસતું—૧.
જ્યાં જ્યાં જગમાં દૃષ્ટિ નાખો, ત્યાં ત્યાં સઘળે બસ પાપ દીસે
આ દુનિયા આખી સળગે છે, નીરખોને કાંઈ પાપ વિષે—૨.
માટે સજ્જન સમજી મનમાં, જનસેવા માર્ગ ગ્રહી લોને
કહે 'રામ' નીતિને ધર્મ ધરી, પ્રભુની ભક્તિ જ કરી લો ને—૩.

## પ્રકરણ ૬

## નર્કનાં દ્વારોથી દુર રહો

**રામ કહે વેશ્યા અને, દારૂ માંસ જુગાર**
**મહા ભયંકર નર્કનાં, આ ચારે છે દ્વાર.**

નર્કપુરીને વેશ્યા, દારૂ, માંસ અને જુગાર નામે ચાર દરવાજા છે. તેમાંથી ગમે તે એક દરવાજે પણ તેમાં દાખલ થઈ શકાય છે. આ ચારે નર્કદ્વારોને હવે આપણે ટુંકામાં ચર્ચીએ.

૧. **વેશ્યા:**—શાસ્ત્રે વેશ્યા સંગને મોટામાં મોટું પાપ ગણ્યુ છે. વેશ્યાસંગ કરનારો પુરુષ અને તે વેશ્યા અત્યારે પોતાને સુખી માને છે. પરંતુ અંતે તે બહુ જ દુઃખી થાય છે, રીબાય છે, અને તેનાં ભયંકર ફળો બીજા જન્માં ભોગવે છે. શ્રી કલિગીતામાં **'રામ'** લખે છે કે—

જપ તપ ધન કીર્તિ વ્રત, વળી આયુષને જ્ઞાન
વેશ્યા કાપે શીઘ્ર તે, જેમ કુહાડી ઝાડ.

૨. દારૂઃ—દારૂ પીવાથી ભાન ભૂલી, ગાંડાની પેઠે અહીં તહીં અથડાતા, અને પોતાના તનનો, મનનો અને ધનનો નાશ કરનારા મૂર્ખાઓ, આજે ભારતની પવિત્ર ભૂમિ ઉપર દૃષ્ટિગોચર થાય છે.

મીલોમાંથી મળતા વધારાનો સદુપયોગ કરનારા એ મૂર્ખાઓને ખરેખર ધન્યવાદ ઘટે છે. મદ્યથી થનારાં નુકશાનો વર્ણવ્યાં વર્ણવી શકાય તેમ નથી. આજના મદ્યપાન કરનારાઓની કેવી દુર્દશા થાય છે, તે વિષે એક કવિરાજ કહે છે કે—

પીઠાનું પારખું જુઓ મારા ભાઇ
ડાહ્યા નર ફરે દીવાના થઈ—(ટેક)

ચાર પાંચ ભાઈબંધ ટોળે મળીને, ગયા પીઠાની મહીં
પીઠાવાળો તો આમ કરી કહે છે, આવે આવો મારા ભાઇ—પીઠા૰ ૧.
એક પ્યાલીને બીજી પ્યાલીએ, અગમની વાતો થઈ
ત્રીજી પ્યાલીને ચોથી પ્યાલીએ, ગયા ગટરની મહીં—પીઠાનું૰ ૨.
દારૂના ઘેનમાં લવતાં લવતાં, મારમ મારા થઈ
પોલીસવાળાની નજરે પડયા ત્યારે, લઈ ગયા ગેટની મહીં—પીઠાનું૰ ૩.
એક ભાઇ જ્યારે છુટીને આવ્યો, પૂછવા લાગી તેની ભાઇ
કલ્લાં આપો હાંસડી આપો, છોડાવી લાવું મારો ભાઈ—પીઠાનું૰ ૪.
જણસો વેચીને વકીલ કર્યો પણ, તેનું વળ્યું નહિં કંઈ
ભાઈબંધ પહોંચ્યા સાબરમતીને, બાયડી બીજાને ગઇ—પીઠાનું૰ ૫.
ગાંધી બાપુ તો વિનવી કહે છે, દારૂ પીશો નહીં.
દારૂ પીનારના બેહાલ થયેલા, નજરે દીઠા મારા ભાઈ—પીઠાનું૰ ૬.

૩. **માંસઃ**—માંસ ખાનારો મનુષ્ય ખરેખર નિર્દય અને હિંસાવાદી છે. ઈશ્વર આટલું બધું અનાજ પકવે છે, છતાં મૂર્ખાઓ માંસ કેમ ખાય છે, તે સમજાતું નથી. માંસ ખાવાથી મનુષ્યની પ્રકૃતિ તામસી થઇ જાય છે; અને તેથી તેનાં કર્મો પણ તામસી થઇ જાય છે. વળી તેના હૃદયમાંથી દયાભાવનો નાશ થાય છે; અને તે નિર્દોષ જીવોને મારી નાખી તેના નિસાસા પોતાને માથે વહોરી લે છે. પરિણામે તે નર્કનો અધિકારી બને છે, અર્થાત્ નર્કપુરી જવાનો પાસપોર્ટ ફડાવે છે.

૪. જુગારઃ—જુગાર રમવાથી નળ જેવા મહાન રાજાને સઘળું રાજ્ય છોડી દઈ, ધન, સંપત્તિ અને વૈભવોને ગુમાવી જંગલે જંગલે પોતાની રાણી દમયંતિ સાથે એક ભિખારીની પેઠે ભટકવું પડયું છે; અને દુઃખના મહાસાગરમાં વગર કારણે ઝંપલાવવું પડયું છે. તેજ દ્યુત રમવાથી યુધિષ્ઠિર જેવા ચક્રવર્તી રાજાને કે જે સાક્ષાત્ ધર્મરાજા હતા, છતાં પાંડવો અને દ્રૌપદી સહીત તેર તેર વર્ષનાં વનવાસનાં ભયંકર દુઃખો સહન કરવાં પડયાં છે; અને તે જ દ્યુત રમવાથી કેટલાયે રાજાઓ હતા ન હતા થઈ ગયાના દાખલાઓ ભારતના ઈતિહાસમાં મોજુદ છે. વળી તેજ દ્યુત રમવાથી કેટલાયે શ્રીમંતોએ દોરી લોટા લીધાના દાખલા સંસારિક ઈતિહાસના પાને પાને દૃષ્ટિગોચર થાય છે. તે દ્યુતના એટલે જુગારના સદ્‌ગુણોને હવે વધારે ચર્ચવાની આવશ્યકતા જણાતી નથી. શ્રી કલિગીતામાં **'રામ'** લખે છે કે—

> અગ્નિ જ્યાં ભડકે બળે, વૃક્ષ ઉગે ના ત્યાં
> તેમ રમાયે દ્યુત જ્યાં, લક્ષ્મી રહે ન ત્યાં.

આવાં ભયંકર આ ચાર નર્કનાં દ્વારોથી દૂર રહેવાની, અને તેના છાંટા તમોને ના ઉડે માટે તેવી સોબતથી સાવધ રહેવાની, સર્વે હિંદુભાઈઓને મારી વિનંતિ છે જેઓ આ લોકમાં અને પરલોકમાં પોતાનો ઉત્કર્ષ ઇચ્છે છે, તેવા બુદ્ધિમાનો કદીપણ આ ચારની પાસે જતા નથી. હિન્દુશાસ્ત્રમાં આને નર્કનાં દ્વારો કહ્યાં છે. માટે તેઓથી સાવધ રહો.

## પ્રકરણ ૭

## જાતિ ધર્મ સંભાળો.

**રામ કહે જાગો તમે, હે હિન્દુ સંતાન**
**સંભાળો તમ ધર્મને, ત્યજી મોહ અજ્ઞાન.**

આજે સારાયે ભારતની હિન્દુ પ્રજા મોહ અને અજ્ઞાનને વશ થઈ કુંભકર્ણની નિદ્રામાં પડી છે, આજના હિન્દુઓ પોતાના જાતિ-ધર્મને વીસરી ગયા છે.

**૧. બ્રાહ્મણ:**—આજના બ્રાહ્મણોમાં બ્રાહ્મણત્વ રહ્યું નથી. ક્યાં અસલના નિસ્વાર્થ અને વિદ્વાન બ્રાહ્મણો અને ક્યાં હાલના અભણ અને લોભી ભિક્ષુકો ! આજે બ્રાહ્મણો ધર્મને અને જ્ઞાનને ભૂલી ગયા છે અને અનાચારનાં પંથે આગળ ધપી રહ્યા છે. વળી તે શંકર ભગવાનના ભક્ત થવાને બદલે મોદક ભગવાનના પરમ ભક્ત બન્યા છે. એક કવિરાજે મોદકાનંદનું પ્રભાતિયું લખ્યું છે—

ઉઠ અલ્યા બામણા, ઠગ થયા કામના
તુજ વિના લાડવા, કોણ ખાશે ?—૧.
શિવ મંદિરમાં, શિવ સુના પડયા
તુજ વિના શિવજી, કેમ ન્હાશે ?—૨.

બગલમાં ધોતિયું, હાથમાં લોટીયું
ઝાલી ઝાડે જવા, કોણ જાશે?—૩.
તેર તરપંડીઓ, ઓતરે બારમાં
ચૌદ ચોરાશીઓ, કોણ જમશે?—૪.
દાળ કે ભાતમાં, હાથ ઘાલીશ નહિં
શાક ખાવા જતાં, મોં દાઝશે—૫.
લાડવા આપણા, બાપડા બહુ ભલા
ખાઈશ તો સ્વર્ગમાં જ જવાશે—૬.
મારજે ઓ પ્રભુ, રોજ બે વાણીયા
બારમા તેરમા, નિત્ય થાશે—૭.
મોદકાનંદ મોદક, જમી મ્હાલશે
સરસ પડઘમ સમું, પેટ થાશે—૮.

૨. ક્ષત્રિયઃ—આજના ક્ષત્રિયોમાં ક્ષત્રિયત્વ રહ્યું નથી. ક્યાં પ્રજાનું પુત્રસમાન લાલન-પાલન કરનારા પ્રાચીન રાજા મહારાજાઓ અને ક્યાં પ્રજા તરફ બેદરકારી રાખનારા અને મોજશોખમાં મસ્ત રહેનારા હાલના નામમાત્રના રાજાઓ! ક્યાં દેશનું દુશ્મનથી રક્ષણ કરનારા અને દેશહિતને કારણે કાયા કુરબાન કરનારા પ્રાચીન ક્ષત્રિયો અને ક્ષત્રિય રાજાઓ; અને ક્યાં આજના દુશ્મન ચઢી આવે તો ભોંયરામાં પેસી જનારા કાયર થરથરતા ક્ષત્રિયો અને રાજાઓ!

પ્રાચીનકાળના રાજાઓ અને ક્ષત્રિયો, દુશ્મનથી દેશનું રક્ષણ કરવામાં, લોહી રેડવામાં, અને પોતાની કાયાનું બલિદાન આપવામાં જ, જીવનની સાર્થકતા સમજતા હતા. જ્યારે આજના કાયર ક્ષત્રિયો અને રાજાઓ પરદેશીઓના લોખંડી પંજામાં ફસાયેલી અને પરતંત્રતાની બેડીઓમાં બંધાએલી ભારતમાતાને, તેનાં બંધનો તોડી નાખી મુક્ત કરવાને અશક્તિમાન છે. તેમની શુરવીરતા જંગલમાં ઘાસ ચરવા ગઈ હોય તેમ લાગે છે. તે હવે ચરીને બરાબર તાજી થઈને ક્યારે પાછી આવે છે, તેની જ આપણે રાહ જોઈએ છીએ.

આજના રાજાઓને તો જોઇએ છે બસ ઇંગ્લીશ બ્રાન્ડી, બાવન બાનાની ખાતાવહી અને રંડી! અને વધારામાં ખમા બાપુ સરકાર કહેનારા ખુશામતીઆઓ!

૩. વૈશ્ય:—આજના વૈશ્યોમાં વૈશ્યત્વ રહ્યું નથી. ક્યાં અસલના સત્યવાદી અને પ્રમાણીક વૈશ્યો અને ક્યાં આજના અસત્યવાદી અને અપ્રમાણીક વૈશ્યો! પ્રાચીન ભારતનો વૈશ્યવર્ગ, દેશપરદેશમાં ઘુમી કઠિન પરિશ્રમથી, પરંતુ નીતિ અને ધર્મને અનુસરીને અઢળક દ્રવ્ય પેદા કરી દેશમાં લાવતો હતો; અને તે હિન્દુજાતિની આબાદી માટે તેમજ દારિદ્રો, દુખીયારાઓ, તથા અપંગ અને અસહાય માણસો માટે છૂટે હાથે ખર્ચતો હતો. જ્યારે આજના વૈશ્યનો જીવ ખૂબ આકરો થઇ ગયો છે. ચમડી છૂટે પણ દમડી ન છૂટે. આજના વૈશ્યોનો તો પૈસો એ જ પરમેશ્વર છે; અને તે પૈસો પણ મહેનત કર્યા વિના જોઇએ છે. તેને પરિણામે આજે ઘણા વૈશ્યો સટ્ટાના પંથે ચઢી ગયા છે અને તેમાં દીવાના બની ગયા છે. આજના સટ્ટોરિયાનાં જીવન કેવાં છે?

રાગ—ભુંજગી

સુણોને કહું વાત સટ્ટા તણીએ<br>
કદી ના જશો દ્યુતબંધુ ભણીએ—૧.<br>
સદા એ ભમે ભાવની ભ્રાંમિમાંહી<br>
ઘડી એકની યે કદી શાંતિ નાહી—૨.<br>
કદી તે ઠરીને ઘરે બેસતો ના<br>
વળી તે સુખે નિંદને માણતો ના—૩.<br>
બને મસ્ત તે જો સીધો તાર આવે<br>
ઉંધો નીકળે તો નકી તાવ આવે—૪.<br>
સદા ભાવ સોદા તણા સ્વપ્ન સેવે<br>
મુકે ધર્મ સેવા અને ભક્તિ નેવે—૫.

થયા શ્વાન જેવા નકી હાલ તેના
છતાં એ તજે ના કદી મોહ એના—૬.
પડે દાવ સીધો ચણે મ્હેલ મોટા
પડે દાવ ઉંધો ધરે દોરી લોટા—૭.
કહે 'રામ' સટ્ટો કરે છે ખુવારી
ત્યજી વાટ એની સ્મરો ગીરધારી—૮.

૪ શુદ્રઃ—હવે આપણે આજના શુદ્રની સ્થિતિ નિહાળીએ. આજના શુદ્રોમાં શુદ્રત્વ રહ્યું નથી. ક્યાં અસલના સ્વધર્મપરાયણ શુદ્રો અને ક્યાં આજના ચમકેલા અને ધર્મ દ્રોહી શુદ્રો! આજના શુદ્રો હિન્દુધર્મને કલંકરૂપ નીવડ્યા છે. તેઓએ હિન્દુધર્મનો ત્યાગ કરી દુશ્મનોના ખ્રિસ્તિ ધર્મને વધાવી લીધો છે. વળી તેમને હરિજનનું મહાન ઉપનામ મળ્યા છતાં, તેઓ પોતાની જાતને ક્રીશ્ચન કહેવડાવવામાં અભિમાન ધરે છે.

રામ કહે શુદ્રો વળી, ફક્કડ ફરે બજાર
વિધર્મને શરણે જઈ, ધર્મદ્રોહ કરનાર.

આ પ્રમાણે આજના હિન્દુઓ પોતાનો જાતિધર્મ ભૂલ્યા છે; અને અવળે માર્ગે વહી રહ્યા છે. આજે તો દિવસમાં ચાર પાંચ વખત લોટે લોટે ઠંડા પાણીએ ન્હાતું, રાંધવું, ખાવું અને વેગળા ને વેગળા રહેવું કે રખેને કોઈ અડી ન જાય, એ છે આજનો આચાર ધર્મ! આજથી ચાલીસ વર્ષ પહેલાં સ્વામી શ્રી વિવેકાનંદજીએ કીધું છે કે—

The Hindu religion and Hindu society have entered the Kitchen to day.

એટલે કે હિન્દુ સમાજ અને હિન્દુ ધર્મ આજે તો માત્ર રસોડાની ચાર દિવાલોમાં જ પુરાઈ ગયો છે. છોછપોછ ને આભડછેટ

એ જ આજે તો હિન્દુઓનો શ્રેષ્ટ આચાર ધર્મ થઈ પડયો છે.

આ બાબતમાં મારે કહેવું પડશે કે આપણે શ્રી રામની ભીલોના રાજા ગુહ સાથેની મૈત્રી, નાવીક સાથેનો વાર્તાલાપ, ભીલડી શબરીનાં એઠાં બોર ખાવાં વગેરે કથાઓ પ્રેમપૂર્વક સાંભળીએ છીએ. ચૈતન્ય મહાપ્રભુ અને નરસિંહ મહેતાના ભંગીવાસના ભજનોની કથાઓ પ્રેમપૂર્વક સાંભળીએ છીએ. પરંતુ જ્યારે દલિતોદ્ધાર અને અસ્પૃશ્યતા નિવારણની વાત આપણી સમક્ષ આજે આવે છે, ત્યારે આપણે નાક ચઢાવી ભાગી જઈએ છીએ; એ છે અજ્ઞાનતાનો કેવો નમુનો ! એ છે ખોટી ઉંચાઈનો કેવો દંભ ! અને એ છે આભડછેટનું કેવું પ્રદર્શન ! જ્યારે જ્યારે ભગવાને અને મહાન પુરુષોએ આ જગત ઉપર અવતાર ધારણ કર્યા છે, ત્યારે ત્યારે તેમણે દલિતોનો ઉદ્ધાર કર્યો છે.

આ રીતે જોતાં આપણે શુદ્રોની અસ્પૃશ્યતાનો જે ભેદભાવ રાખ્યો છે તે કેવળ અજ્ઞાન જ છે. જ્યારે જનાવરોને સ્પર્શ કરવામાં ધર્મ આડે આવતો નથી, તો પછી શુદ્રો કે જેઓ મનુષ્યો છે, તેમને સ્પર્શવામાં ધર્મ શાથી આડે આવે છે ! અલબત, ગંદા જીવોને તો આપણે વિજ્ઞાનની દષ્ટિએ પણ ન જ અડકવું જોઈએ. પણ ચોકખા શુદ્રોને અડવામાં શું વાંધો હોઈ શકે ? એનો અર્થ એમ પણ થતો નથી કે રસ્તે જતા શુદ્રોને અડીને જ તમે જાઓ. પરંતુ તેને અચાનક અડી ગયા હો તો તેનો અફસોસ ના કરો અને હું અપવિત્ર થઈ ગયો એમ ના માનો. કારણકે એ પણ એક માનવ છે. આપણા કોઈપણ ધર્મશાસ્ત્રમાં આનું વિધાન નથી. છતાં આપણે આપણા જુના વહેમોને લીધે એ કલંક નભાવી રહ્યા છીએ. તે સ્થિતિ દૂર કરીને માનવ દષ્ટિએ સમાન ગણી તેમને કેળવવા માટેના પ્રયત્નો કરવા આજની હિન્દુ પ્રજાને વિનંતી છે. હવે આપણે તેવા ભેદભાવો ત્યજી દઈ વ્યવસ્થિત બનવાની જરૂર છે. શ્રી કલીગીતામાં 'રામ' લખે છે કે—

બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યને, શૂદ્ર મળી તે ચાર
એક પિતા ઈશ્વર તણા, રામ કહે સુત ચાર—૧
માટે છે સૌ ભાઈઓ, તેમાં ભેદ ન હોય
જો તે સંપી ના રહે, તો દુઃખવર્ષા હોય—૨
ના કોઇ ઉંચો નીચો, ચારે વર્ણ સમાન
પાળે જે નિજ ધર્મને, રામ કહે તે મહાન—૩

એક પિતાના ચાર સંતાનોમાં એટલે ભાઈ ભાઇમાં ભેદ હોઇ શકે નહિ. જે મનુષ્ય પોતાનો જાતિધર્મ યથાર્થ રીતે પાળે છે તે જ આ જગતમાં મહાન છે; અને ઇશ્વરને ઘેર ડાહ્યો ગણાય છે. ઈશ્વરે સમાજની વ્યવસ્થા જળવાઇ રહે તે માટે આ ચાર વર્ણોના ભાગ પાડેલા છે. વિપ્રોએ જ્ઞાનથી, ક્ષત્રિયે બળથી, વૈશ્યે ધનથી અને શુદ્રે સેવાથી સમાજને મદદ કરવાની છે. ભારતના હિન્દુ સમાજનો બ્રાહ્મણ શિક્ષક છે, ક્ષત્રિય રક્ષક છે, વૈશ્ય પાલક છે અને શુદ્ર સેવક છે. હરિએ ડહાપણ વાપરીને આ તમામ રચના કરેલી છે.

આ રચનાનો જો કરે, યોગ્ય હિંદ ઉપયોગ
આવે ફળ શુભને ટળે, સમાજના સૌ રોગ,

માટે સમાજના અને પોતાના કલ્યાણને માટે આજના હિંદુઓએ મિથ્યા મતવાદોને અને ઉંચનીચના ભેદોને છોડી દઈ પોતાના જાતિ ધર્મને યથાર્થ રીતે પાળવો જોઇએ.

રામ કહે માટે સજી, ઉંચ નીચનો ભેદ
પાળો જાતિધર્મને, પોકારે છે વેદ.

## પ્રકરણ ૮.

## આશ્રમધર્મ સંભાળો.

રામ કહે આશ્રમ તણો, નાશ થયો છે આજ
કરો પુનર્રચના તમે, વર્ણાશ્રમની આજ.

આજે તો સંસારમાં આશ્રમ જેવું કંઇ રહ્યું જ નથી; અને કંઇક કંઇક છે તો તે કેવળ નામનું જ છે.

૧. **બ્રહ્મચર્યાશ્રમ**.—કયાં અસલના કછોટાબંધ બ્રહ્મચારી અને ક્યાં આજના નામ માત્રના ફારસિયા બ્રહ્મચારી ! અસલ છોકરો પાંચ વર્ષનો થાય એટલે તેને જંગલમાં ઋષિમુનીઓના આશ્રમમાં મુકી આવતા. ત્યાં તે અખંડ બ્રહ્મચર્ય પાળતો અને વિદ્યા સંપાદન કરતો. આજે તેમાંનું કાંઇ જ નથી. પરિણામે આજનો ભારત દેશ તદ્દન અજ્ઞાન અવસ્થામાં સડે છે; અને જ્યાં શિક્ષણ અપાય છે ત્યાં ગુલામીનું અને કાયરતાનું વિદેશી શિક્ષણ અપાય છે. બ્રહ્મચર્યાશ્રમ એ જીવનના પાયારૂપ છે.

રામ કહે આશ્રમ પ્રથમ, એ છે પાયારૂપ
તેમાં ધર્માર્જન કર્યે, મળશે આગળ સુખ.

૨. ગૃહસ્થાશ્રમ:—ક્યાં અસલના વખતના ઉદાર અને સંયમી ગૃહસ્થાશ્રમીઓ અને ક્યાં આજના એકલપેટા સ્વાર્થી અને મોહાંધ ગૃહસ્થાશ્રમીઓ! ગૃહસ્થાશ્રમ એ પણ એક-પ્રકારની યોગ સાધના છે.

રાગ—(મને વહાલું બાપુજી કેરૂં નામ છે રે.)

ગૃહસ્થાશ્રમ આ સંસારનો રે
એ તો યોગ છે એક પ્રકારનો રે—(ટેક) ૧.
હોય એક નારી નર એકને રે
હોય એક પુરુષ નાર એકને રે—ગૃહસ્થા૦ ૨.
આ છે ગૃહસ્થની યોગ સાધના રે
સાધે શાણા એ દઢ મને સાધના રે—ગૃહસ્થા૦ ૩.
નર નારી સામે જો દૃષ્ટિ કરે રે
હોવી જોયે મા બેનની ભાવનારે—ગૃહસ્થા૦ ૪.
નારી નર સામે જો દૃષ્ટિ કરે રે
હોવી જોયે બાંધવની ભાવનારે—ગૃહસ્થા૦ ૫.
જ્યારે જેની દૃષ્ટિ કુદૃષ્ટિ થાય રે
ત્યારે એની એ સાધના નષ્ટ થાય રે—ગૃહસ્થા૦ ૬.
'રામ' કહે ધરી શુભ ભાવનારે
તમે સાધો ગૃહસ્થની સાધના રે—ગૃહસ્થા૦ ૭.

ગૃહસ્થાશ્રમની વિશિષ્ટતા શું છે? ગૃહસ્થાશ્રમ એ સર્વશ્રેષ્ટ આશ્રમ છે. કારણ કે બીજા સઘળા આશ્રમો તેના આધારે જ રહેલા છે. એવા ગૃહસ્થાશ્રમના ધર્મોને જે પાળે છે તે નર અને નારી આ જગતમાં ઉત્તમ છે. ગૃહસ્થના મુખ્ય ધર્મો શા? નીતિથી ધન પેદા કરી પોતાના કુટુંબને પોષવું અને અતિથિ સેવા કરવી તથા યથાશક્તિ દાન કરવું એ ગૃહસ્થના મુખ્ય ધર્મ છે.

પ્રાચીન કાળના ભારતના ઋષિમુનીઓએ ગૃહસ્થને માટે પાંચ યજ્ઞો કરવાનાં કહેલા છે. તે છે દેવયજ્ઞ, ઋષિયજ્ઞ, પિતૃયજ્ઞ, મનુષ્ય યજ્ઞ અને ભૂતયજ્ઞ. આ પાંચ જાતના યજ્ઞોને નિત્યકર્મ તરીકે બતાવ્યા છે; જે પાળવાનો ગૃહસ્થે પ્રયત્ન કરવો જોઈએ.

ગૃહસ્થે પોતાનું જીવન સાદુ અને પવિત્ર રાખવું જોઈએ. સાદાઈમાં જ પ્રાચીન ભારત પોતાનું ગૌરવ માનતું હતું. " Plain living and high thinking " યાને સાદુ જીવન અને ઉચ્ચ વિચાર એજ ગૃહસ્થનો સિદ્ધાંત હોવો જોઈએ. સઘળી વિલાસીતાનો મનુષ્યે ત્યાગ કરવો જોઇએ; અને ભોગ પણ મર્યાદાનુસાર કરવો જોઈએ.

'રામ' કહે સંસારમાં, કરો મર્યાદે ભોગ
અતિભોગ કરવા થકી, થાય ભયંકર રોગ.

આ ઉપરાંત ગૃહસ્થે વાણીસંયમ રાખવો જોઈએ. વાણીસંયમથી જીવનનાં અનેકવિધ દુઃખો, કજીયા અને ઝગડા, શોક અને ચિંતા, આફતો અને સર્વનાશ, મનુષ્યનો પીછો છોડે છે. ખરાબ સોબત અને પાપ લાલસાઓથી બચવામાં વાણીસંયમ અત્યંત મહત્વનો ભાગ ભજવે છે.

૩. **વાનપ્રસ્થાશ્રમઃ**—અસલના વખતના પ્રજા ઉપર ઉપકાર કરવાવાળા વાનપ્રસ્થાશ્રમીઓ કયાં અને આજના મોહ મદમાં રચીપચી રહેલા ઉપાર્જનાશ્રમીઓ કયાં ! વાનપ્રસ્થીનો ધર્મ શું ? પોતાના ઘરમાં રહીને પરંતુ લોભ, તૃષ્ણા અને વિષય વાસનાનો ત્યાગ કરીને લોકસેવા કરી અને પ્રભુભજન કરવું એ વાનપ્રસ્થીના મુખ્ય ધર્મ છે.

જ્યારે આજે તો સાઠ સાઠ વર્ષના બુઢ્ઢાઓને પણ વીસ વર્ષની યુવતી સાથે લગ્ન કરવાનું મન થઇ જાય છે. તો પછી ત્યાગ, લોકસેવા અને પ્રભુભજન તો હોય જ કયાંથી ! આજનો વાનપ્રસ્થી બ્રહ્મચર્યનો

અહીંમા ભૂલી ગયો છે. બ્રહ્મચર્ય એ સર્વશ્રેષ્ટ તપ છે, જેનાથી ભગવાનની પ્રાપ્તિ થઇ શકે છે.

રાગ—(હંસલો ચાલ્યો જવાનો એકલો રે.)

જગમાં બ્રહ્મચર્ય તપ શ્રેષ્ટ છે રે
મેળવી આપે તે ભગવાન—(૨)—જગમાં. ૧
ધર્મ શક્તિ ને શાંતિ ઝંખનારે
પાળવું બ્રહ્મચર્ય મહાન—(૨)—જગમાં. ૨
ચાલવું ઇશ્વરના સુપંથમાં રે
એનો અર્થ એ ઉત્તમ થાય—(૨)—જગમાં. ૩
વીર્ય ધારણ કરવું જાનવે રે
એનો અર્થ એ બીજો થાય—(૨)—જગમાં. ૪
સઘળી ધાતુ રહી જે દેહમાં રે
તેનો વીર્ય એ છે સાર—(૨)—જગમાં. ૫
વીર્ય એ જ છે અમૃત આ જગે રે
જેથી દેવો અમ્મર થાય—(૨)—જગમાં. ૬
રામ કહે પાળો તમે એ વ્રતને રે
એથી બંધન છૂટી જાય—(૨)—જગમાં. ૨

**૪. સંન્યાસાશ્રમ:**—લોક કલ્યાણને માટે પોતાના સુખનો ત્યાગ કરનારા અસલના સન્યાસીઓ ક્યાં, અને આજના ધન અને કીર્તિના લોભી અને શાસ્ત્રોનો મોટો બોજો ઉપાડી ચાલનારા અને બહારથી ઉજળા દેખાતા ભગવાધારીઓ કયાં! સંન્યાસીએ સંયમથી રહેવું જોઇએ અને આત્મકલ્યાણનો મહાયોગ સાધવો જોઇએ. તેમ સાથે સાથે લોક કલ્યાણને માટે પણ યોગ્ય ભોગ આપવો જોઇએ. કારણ કે આજે જમાનો બદલાયો છે. સન્યાસીઓ બે જાતના છે. ૧. વ્યવહારિક સંન્યાસી અને ૨. પરમહંસ સંન્યાસી.

વ્યવહારિક સન્યાસીએ લોકસેવાનો, સ્વદેશ રક્ષણનો અને સ્વધર્મરક્ષણનો તેમ જ પ્રભુ ભજનનો માર્ગ અપનાવવાનો છે. જ્યારે પરમહંસ સન્યાસીએ તો આ જગતથી અલિપ્ત એવી રીતે જંગલમાં એકાન્તમાં વૃક્ષ નીચે આશા, તૃષ્ણા અને માયામાં પુજો મુકી, ષટ વિકારનો નાશ કરવાનો છે, અને એકધારી શ્રદ્ધા પ્રભુ ઉપર રાખી આત્મ સાક્ષાત્કારનો મહાયોગ સાધવાનો છે; તેમજ સમાધીમાં લીન રહેવાનું છે. પરમહંસ સંન્યાસીનું જીવન એટલે ખલાસ! તેનું વર્ણન કરવું એ મારી શક્તિની બહારની વાત છે.

રાગ—પ્રભાત.

સ્નાન કરી નર્મદા નીરમાં ધીર નર
એક કૌપીન અંગે ધરીને
નર્મદે નર્મદે એમ ઉચ્ચારતો
હર્ષથી રોગ ઉભો કરીને—૧
સંગ નથી કોઈનો નિસ્પૃહી જે ફરે
જગત જંજાળને શૂન્ય દેખે
ધન્ય સન્યાસને વાસના છોડી જે
આશના પાશ તૃણ તુલ્ય લેખે—૨

વ્યવહારિક સંન્યાસી પણ અમુક કોટીએ પહોંચ્યા બાદ પરમહંસ સંન્યાસીનો માર્ગ લઈ શકે છે.

આજના ભારતના વ્યવહારિક સાધુઓએ હિન્દની આઝાદી અને હિન્દુ સંગઠન માટે પ્રયાસો કરવા જોઈએ, ચર્ચા કરવી જોઈએ, અને મઠમાં બેશી ન રહેતાં સક્રિય બનવું જોઈએ. આ વાત હું નવી કહેતો નથી. સ્વામી દયાનંદ સરસ્વતીએ અને સ્વામી વિવેકાનંદજીએ આ વાત વર્ષો પહેલાં કહી છે.

તે વાતને અને સેવાધર્મને આજે ભારત સેવાશ્રમસંઘના સેંકડો સંન્યાસીઓ સમજ્યા છે, અને તેને માટે સારાયે ભારતના ગામે ગામ ફરી, તેઓ ઉત્તમ પ્રચારકાર્ય કરી રહ્યા છે; તે આપણા દેશને માટે અને ધર્મને માટે ઉત્કર્ષની વાત છે. આ વાત હવે સઘળા સાધુઓએ અને બાવાઓએ સમજવાની જરૂર છે.

પહેલાંના સંન્યાસીઓનો પણ રાષ્ટ્રના ઘડતરમાં ફાળો છે. છત્રપતિ શિવાજીના ગુરુ સ્વામી રામદાસ સંન્યાસી હતા. પરંતુ તેમણે સ્વદેશરક્ષણનો અને વિધર્મીઓથી સ્વધર્મ રક્ષણનો વીરતાભર્યો મહાન પંથ શિવાજીને બતાવ્યો હતો.

---

## ભજન

### નરદેહનું મહત્વ

રાગ–ભીમપલાસ.

આ નરદેહ ફરી નહિં આવે, વ્યર્થ જીવન તું કેમ ગુમાવે
આ તન રહેશે રે નહિ તારૂં, થાશે એક દિવસ અંધારૂં—૧.
બાળપણું ખોયું રમવામાં, જુવાની જુવતી ધંધામાં
વ્યાધિ થયા બહુ વૃદ્ધપણામાં, પુણ્ય થયું ના જન્મારામાં—૨.
વરસાદ અષાઢે, બહુ આવે, તે સમયે દાણા ના વાવે
ખોઈ વેળા પછી શું ખાવે, કહે 'રામ' જગે તે ના ફાવે—૩.

## પ્રકરણ ૯

## બાવાઓનો ધર્મ શું ?

રામ કહે શું ધર્મ છે, બાવાઓનો આજ ?
મરવું હિન્દુ ધર્મને, જાતિ રક્ષણ કાજ.

ક્યાં અસલના નિર્દોષ અને ધર્મ રક્ષક બાવાઓ અને ક્યાં આજના મફતીયું જ ખોળનારા ઢોંગી ધુતારાઓ ! આજના ભારતના ભટકતા બોત્તેર લાખ બાવાઓ દેશને કેવળ ભારરૂપ નીવડયા છે. કારણ કે તેઓ પોતાના ધર્મને ચુકયા છે. બાવાઓનો ધર્મ શું હોઈ શકે ? ધર્મનું અને દેશનું જીવના જોખમે પણ રક્ષણ કરવું એ બાવાઓનો પરમધર્મ છે. આજના હિન્દુ ગૃહસ્થોઓ બાવાઓને શા માટે પોષે છે ? પોતાના રક્ષણને માટે. જો આજના બાવાઓ હિન્દુધર્મનું, હિન્દુ જાતિનું અને હિન્દુસ્તાનનું પોતાના જીવતા જોખમે પણ રક્ષણ કરશે, તો તે આજના ગૃહસ્થીઓને ભારરૂપ નહીં નીવડે; અને અપ્રિય પણ નહીં થઈ પડે. બાવાઓ કે જેમને આગળ બેઠે ધરાળ નથી અને પાછળ બેઠે ઉલાળ નથી; જેમના મૃત્યુથી કોઈરંડાવાનું નથી કે છોકરાં ભૂખે મરવાનાં નથી; અને જેઓ આત્મકલ્યાણનાજ હેતુથી સંસારની જંજાળનો ત્યાગ કરી બહાર પડયા છે; તેમની ઇચ્છા જો ઘણી જ ઝડપથી મુક્તિ માર્ગ ઉપર આગેકૂચ કરવાની હોય, તો તેમણે વિધર્મીઓથી હિન્દુઓનું રક્ષણ કરવામાં, અને ભારતના આઝાદી

જંગમાં પોતાની કાયા કુરબાન કરવી જોઇએ. જો ભારતના બોત્તેર લાખ બાવાઓ કોંગ્રેસના ઝંડા નીચે એકત્ર થાય અને કોંગ્રેસના આદેશ મુજબ દેશની આઝાદી માટે પ્રચંડ આંદોલન ચલાવે, લોહી રેડે અને બલિદાન આપે, તો આઝાદી બીજે જ દિવસે ઘેરબેઠે આવે. એ રીતે તેઓ દેશનું કલ્યાણ પણ સાધી શકે અને પોતાનું કલ્યાણ પણ સાધી શકે. તે ઉપરાંત પોતાની અવિચળ કીર્તિ ભારતના ઈતિહાસમાં મૂકતા જાય; અને તેમનાં નામ સુવર્ણાક્ષરે કોતરાય. પરંતુ આજના બાવાઓ પોતાના ધર્મને ભૂલ્યા છે અને આડા માર્ગે વહી રહ્યા છે.

## રાગ—(રક્ષા રામની રે)

બાવા આજના રે (૨) જનમ્યા રે ધન ધુતી ખાવા, (ટેક)
ઘણી નારીઓ જ્યાં ભરે પાણી, ત્યાં તે જાયે ન્હાવા (૨)
પુરુષ જ્યારે હોય ઘરે ના, (૨) બાવો બેસે ગાવા—બાવા. ૧
તગડા થઇને ફરવું જગમાં. ખાવા મંદીર માવા (૨)
ઘેર ઘેર દાદાગીરી કરીને, (૨) સંસારીને સતાવા—બાવા. ૨
ગુંડાગીરીમાં એ પુરા, કરતા ખોટા દાવા (૨)
દેશહિત કે જનહિત કાંઈ (૨) ના કરતા રે બાવા—બાવા ૩
ધ્યાન ધરેને ધુણી ધખાવે, ભોળાજન ભરમાવા (૨)
ધર્મ તણો ઉદ્ધાર કરે ના (૨) ફરે મફતીયું ખાવા—બાવા ૪
'રામ' કહે છે હે જન સુણો, તે ભારતના બાવા (૨)
નહી ચઢ્યા તે ઉંધે રસ્તે (૨) જમપુરીમાં જાવા—બાવા. ૫

આજના બાવાઓને ગુંડાગીરી કરતાં તો આવડે જ છે. પણ તે હિન્દુ ગૃહસ્થીઓની સામે, નહિ કે વિધર્મીઓની સામે! માટે કહેવું પડશે કે એ ગુંડાગીરીનો સદુપયોગ કરતાં તેમને આવડતો નથી. આ રીતે તેઓ પોતાના પોષનારાઓને જ હેરાન કરે છે. મતલબ કે

ઉપકાર ઉપર અપકાર કરે છે; અને પરિણામે નર્કના અધિકારી બને છે.

હવે તેમણે પોતાનો માર્ગ બદલવો જોઈશે. સ્વકલ્યાણની ઇચ્છા હોય તો જરૂર બદલે. આજના તમામ બાવાઓને હિન્દુ ધર્મના, હિન્દુ જાતિના, અને હિન્દુસ્તાનના વફાદાર સૈનિક થવાની હું હાકલ કરૂં છું. હે ભારતના બાવાઓ, તમારી મરદાઇનો સદુપયોગ કરો, તમારા જુસ્સાનો સદુપયોગ કરો. જાઓ, શાહનવાઝના સ્વયંસેવક દળમાં જોડાઓ, સરકારના પોલીસ ખાતામાં જોડાઓ અને અણમુલો માનવ દેહ નકામો ન ગુમાવતાં, હિન્દના અને હિન્દુના સાચા સૈનિક બનો; અને તમારી જાતને કૃતાર્થ કરો, તમારો જન્મ સફળ કરો.

---

## ભજન

### સમજુ માનવી

રાગ—લલિત છંદ.

સમજુ માનવી, જાય મંદિરે, વચન ગુરુતણું, ધ્યાનમાં ધરે
અસાર સંસારે, ચેતીને રહી, કસુર કર્મમાં, કીજીયે નહીં—૧.
પ્રભુને જે ગમે, તે જ થાય રે, જીવ મનોરથો વ્યર્થ જાય રે
સુજન તો કદી, ભક્તિ ના મૂકે, જનહિતાર્થનાં, કાર્યના ચૂકે—૨.
અસાર સંસારે, પાંચમાં જે સાર, ભજન સેવા દાન, ધ્યાન ઉપકાર
ષટ વિકારમાં, લિપ્ત ના થવું, સુજન સંતની, પાસ નિત જવું—૩.
સરવે શાસ્ત્રનો, ગીતા સાર છે, રામ નામ તે, તેનો સાર છે
'રામ' આ કહે, માટે જપ રામ, એનાથી જ થશે, સરવે તારાં કામ—૪.

## પ્રકરણ ૧૦

## પાખંડ ખંડન.

**પુનિત સૌ તીર્થો મહીં, વધી ગયો પાખંડ**
**રામ કહે ભટ પંડીયા, કરવા લાગ્યા બંડ.**

મંદીરોમાં અને તીર્થોમાં આજે પાખંડે પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું છે, અને તેને આજના ગુરુઓ અને આજના ભક્તો વશ થઇ ગયા છે. ક્યાં અસલના વખતના કર્તવ્ય નિષ્ઠ ગુરુઓ અને ક્યાં આજના ધર્મની દુકાનો માંડીને બેઠેલા ગુરુઓ અને સ્કુલોના ભાડુતી શિક્ષકો ! આજના કહેવાતા ગુરુઓ કેવા છે અને તેઓ શું કરી રહ્યા છે ?

રાગ—(મુખડાની માયા લાગી રે.)

દુકાનો માંડીને બેઠા રે—આજના ગુરુ. (ટેક)

ખોટા પંથો તેઓ સ્થાપે, સનાતનનાં મૂળ કાપે
મન તો વિષય વ્યાપે રે—આજના ગુરુ—દુકાનો૦ ૧.
બાંધે કંઠીઓ તે ખોટી, વાતો કરે તેઓ મોટી
એમાંથી તે કાઢે રોટી રે—આજના ગુરુ—દુકાનો૦ ૨.
ઠગ ગુરુ અભિમાની, કહાવે પોતાને જ્ઞાની
કીધી ધરમની હાની રે—આજના ગુરુ—દુકાનો૦ ૩.

પાખંડ એ ઝાઝા કરે, લોક શીશામાં ઉતરે
પર પૈસે મોજ કરે રે—આજના ગુરુ—દુકાનો૦ ૪.
હરિને ના જાણે લેશ, લઇ બેઠા ગુરુ વેશ
'રામ' કહે ધરી કેશ રે—આજના ગુરુ—દુકાનો૦ ૫.

આજના કહેવાતા કેટલાક ગુરુઓ એ નામના જ ગુરુઓ છે. નથી તેમનામાં ઉચ્ચ જ્ઞાન કે નથી તેમનામાં ઉચ્ચ ચારિત્ર્ય; કે નથી તેમનામાં ધર્મની ખાતર ભોગ આપવાનો જુસ્સો. આજે તો બસ તેમને પૈસા જોઇએ છે, પધરામણીઓના અને બ્રહ્મ સંબંધના ધતીંગો કરી તેના ચાર્જ રાખી બસ પૈસા પડાવવા છે વળી તે પૈસા પણ ધર્મ માર્ગે ખર્ચવા નથી, મંદીરો સુધરાવવાં નથી; પરંતુ તે પારકે પૈસે પોતે તાગડ ધીન્ના કરવા છે, અને ભોગ વિલાસમાં તલ્લીન રહેવું છે, વધારામાં મુંબાઇના શેર બાજારોમાં સટ્ટા કરવા છે! આનાથી સારો ઉપયોગ બીજે શું કરી શકાય! ધન્ય છે તે ગુરુઓને અને તે ગુરુઓને પૈસા દેનારાઓને! ભકત અખો કહે છે કે—

ગુરુ કરવાને ગોકુળ ગયો, કંઠી બાંધીને પાવન થયો
ગુરુ કીધા મેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ
ધન હરે ધોખો ના હરે, એ ગુરુ કલ્યાણ શું કરે?
લીલા વૃક્ષને ઓથે રહે, જેમ પારધી પશુને ગ્રહે
ધર્મના ઓથે ધુતારા ઘણા ઉપાય કરે કનક કામિની તણા
અખા ગુરુ શું મુકે પાર, જેના શિષ્ય ગદ્ધાને ગુરુ કુંભાર.
આજના કહેવાતા ગુરુઓને અમારો પડકાર છે.

## કવ્વાલી

ગુરુજી જો થયા છો તો, ભલે બસ જ્ઞાન આપોને
ખુલાસો પૂછીએ તે પર, ધીરજથી ધ્યાન આપોને—૧.

ગુરુજી સ્વર્ગમાં જવા, બતાવો જ્ઞાનની સીડી
અરે સંસારને તરવા, બતાવો જ્ઞાનની હોડી—૨.

રહ્યું અજ્ઞાન અંતરમાં, ક્યારે નાખશો ચોળી
ગુરુજી આપ છો મારા, કહું છું બેઉ કર જોડી—૩.

લગાવો તેલ ને અત્તર, બનો છો ફાંકડા ફકકડ
નથી કંઈ નમ્રતા તમમાં, અભિમાને રહો અકકડ—૪.

જમો મિષ્ટાન ને મેવા, પીવાને દૂધને સકકર
મઝા એ રાજવૈભવને, ઘડીભર મારતી ટકકર—૫.

ચઢી ગાડી અને ઘોડે, નથી ફરવા તમે જનમ્યા
મઝાને મોજ સંસારે, નથી કરવા તમે જનમ્યા—૬.

કરી પધરામણી પૈસા, નથી હરવા તમે જનમ્યા
ગુરુજી પારકે તુંબે, નથી તરવા તમે જનમ્યા—૭.

અમોએ જ્ઞાન મેળવવા, ગુરુજી આપને કીધા
અરે ના ભકતો ભોળવવા, ગુરુજી આપને કીધા—૮.

ગુરુજી પારકા ઘર ઘર, ગુજારો આપ લઈ બેઠા ?
ભગતને ધૂતવાનો શું, ઇજારો આપ લઈ બેઠા ?—૯.

વળી કયાં અસલના પરમાર્થિક ભકતો અને કયાં આજના પ્રસાદીયા બગ ભકતો! આજે સેન અને મંગળા કરવા મંદીરોમાં જવાય છે અને ગામની નવાજુની જાણતા અવાય છે. વળી પોતાનો ભપકો પણ જગતને બતાવી શકાય છે. પણ તેઓ જાણતા નથી કે આપણે કાંઈ ભપકો બતાવવા મંદીરમાં જવાનું નથી; પણ પાપની માફી મેળવવા જવાનું છે. આજે એક બાજુ ભકિતનો ડોળ દેખાડાય છે અને બીજી બાજુ દીકરીઓનાં દામ લેવાય છે. શ્રી કલિગીતામાં 'રામ' લખે છે કે—

લોભ થકી કન્યા તણા, પૈસાને લેનાર
માંસ કુંડના નર્કમાં, તે નકકી પડનાર—૧.

દીકરીના પૈસા તણું, અન્ન જગે જે ખાય
રામ કહે કન્યા તણું, માંસ નકી તે ખાય—૨.

આવી રીતે આજના ભકતો એક બાજુ અધર્મ કરે છે અને બીજી બાજુ તીર્થોમાં ન્હાવા માટે યાત્રાએ જાય છે. કેવી ઘોર

અજ્ઞાનતાનો આ નમુનો છે!

> કરીને કર્મ બહુ કાળાં, પછી કાશી જવાથી શું!
> નીતિને નેવલે મૂકી, પછી ગુરુ થવાથી શું!

મંદીરની ચાર દિવાલોની અંદર બેસી રહેવું, પ્રસાદના પડીયા વેચવા, કંઠીઓ બાંધવી અને પારકે પૈસે મોજ કરવી, એને આજના ગુરુઓનો સાચો ધર્મ કહી શકાય નહિં. આજનો યુગ એ ક્રાન્તિનો યુગ છે. હવે તેમણે ધર્મના નામે ચાલી રહેલી દુકાનદારી, પાખંડ અને વિલાસીતાનો અવશ્ય ત્યાગ કરવો જોઇશે. હવે આચાર્યો, ગુરુઓ અને મહંતો જુદા જુદા વાડાઓ કરી મંદીરોમાં બેસી રહે તે નહિં પાલવે. તેમણે બધાએ બહાર નીકળી એકબીજાની સાથે હાથ મીલાવવાનો સમય આજે આવી પહોંચ્યો છે. તેમ કરવામાં જો વિલંબ થશે તો આખરે પસ્તાવાનો સમય આવશે. માટે આજના મહારાજોને સઘળી વિલાસીતાનો ત્યાગ કરી, ગામેગામ ફરી, પ્રજાને સાચો ધર્મ સમજાવી, સંગઠન, શક્તિ અને આત્મરક્ષણની ગંભીર ઘોષણાઓ જગાવી, હિન્દુજાતિમાં શક્તિનો સંચાર કરવાની હું અપીલ કરૂં છું. આમ થશે તો હિન્દુધર્મ અને હિન્દુજાતિ જગત ઉપર પોતાનું અસ્તિત્વ ટકાવી શકશે. કારણ કે—

> આજે ગુંડાલોકને, ચઢીયું ભારે તાન
> રામ કહે ભડકે બળે, પુનિત હિન્દુસ્તાન

પરંતુ એક વાત જાણી મને ઘણો આનંદ થાય છે કે આજે મોટા મોટા ગાદીપતિઓ પણ બંગાળના વટલાયેલા હિન્દુઓને પાછા હિન્દુ ધર્મમાં લાવો એમ પોકારી રહ્યા છે. ધર્મક્ષેત્રમાં પણ હવે ક્રાંતિ આવવા લાગી છે અને તે આવવી જ જોઇએ.

છેવટે આજના ધર્મગુરુઓ અને ધર્માચાર્યોને મારી નમ્ર વિનંતી છે કે, તેઓ લોકોના પૈસાનો સદુપયોગ કરે તથા ધર્મરક્ષણ અને જાતિરક્ષણના કાર્યમાં લાગી જાય તેમ જ પાખંડો ત્યજે.

## પ્રકરણ ૧૧

## ધર્મનું પોલ

**ધર્મતણા નામે ઘણું, આજે ચાલે પોલ**
**રામ કહે અજ્ઞાનતા, તો એ પડદો ખોલ**

આજે ભારતમાં ધર્મના નામે ઘણાં પોલ ચાલી રહ્યાં છે.

રાગ—(મુખડાની માયા લાગી રે)

પોલ આજે બહુ ચાલે રે—ધરમ નામે. (ટેક)
કોઈ પૂંજે ઢીંગલીયાને, કોઈ પૂંજે ચીંથરીયાને
સાચા પ્રભુ એના જાણે રે—ધરમ નામે—પો૰ ૧.
કોઇ તો ઘોરને પૂંજે, કોઈ તો પીરને પૂંજે
કોઇ ભૂત પ્રેત પૂંજે રે—ધરમ નામે—પોલ૰ ૨.
મૂરખાને ગુરુ કરે, પોતે એથી મૂઢ ઠરે
તોય અભિમાન ધરે રે—ધરમ નામે—પોલ૰ ૩.
'રામ' કહે નથી રહ્યો, સાચો ધરમ તો ગયો
કપટ ફળીમાં વધ્યો રે—ધરમ નામે—પોલ૰ ૪.

આજના કળીકાળમાં હવે કપટી અને દંભી ધર્મે પોતાનું સામ્રાજ્ય જમાવ્યું છે; એ કળીકાળનો પ્રભાવ છે. આજે મંદીરોમાં પણ ઘણાં કહી શકાય નહિં તેવાં પોલ ચાલી રહ્યાં છે. વળી હિન્દુ સમાજની અજ્ઞાનતા અને અંધશ્રદ્ધાના પરિણામે પણ આજે ઘણાં પોલ ચાલે છે—

### રાગ—હરિગીત

માબાપના જીવતાં મૂખે, ના કોળીયો નંખાય છે
મૂઆ પછી તો તેરમા, બહુ હોંશથી ઉજવાય છે—૧.
અનકુટ ઢગ રચવા તણી, એ વાત મંજુર થાય છે
પણ અન્નવિણ મરતા ક્ષુધાતુરનેજ ના દેવાય છે—૨.
નિજ દેશ કે જનહિતનાં, ના કાર્ય આરંભાય છે
પણ ફક્ત ટીલાં તાણવાનો, ધર્મ સંભાળાય છે—૩.
કર્મે બહુ કાળાં કરી, તે કાશી ન્હાવા જાય છે
કહે 'રામ' શું આ ધર્મથી, ભવસિંધુ તે તરી જાય છે?—૪.

આપણાં આવાં કર્મોને પરિણામે લંગર નાખેલી નાવડીને ચલાવતાં જેમ તે આગળ ખસી શકતી નથી; તેમ ધર્મ સાધનાનું ફળ જે આત્મવિસ્તાર તે લક્ષ બહાર રહી જતું હોવાથી લોકો કંઇ કંઇ કર્યે જાય છે, છતાં અંધારામાં ને અંધારામાંજ કુટાયા કરે છે. આજે ધર્મને નામે ચાલતાં પોલ વર્ણવ્યાં વર્ણવી શકાય તેમ નથી. હજુ પણ વધારે જાણવું હોય તો જાણો.

### રાગ—હરિગીત

ખાવા પીવા ને સ્પર્શવામાં, ધર્મ ભ્રષ્ટ થવાય છે
મુસ્લીમ હકીમ મીશન તણા, બહુ બાટલા પીવાય છે—૧.

જીભડીના સ્વાદ આગળ, ત્યાજ્ય વસ્તુ ખવાય છે
બીસ્કુટ ભજીયાં હોટલે, ઠંડે કલેજે ખાય છે—૨.

અડકાય ના અત્યંજને, તમે દૂર ખસીને ભાગતા
ખ્રિસ્તિ યવનને મ્લેચ્છથી, હાથો મીલાવી ચાલતા—૩.

હિન્દુ હો એ જ્યાં લગી, ત્યાં ઉંચનીચ મનાય છે
વિધર્મી થાતાં સ્હેજમાં, ઉંચનીચ મટી સૌ જાય છે—૪.

પાવન બને જે ધર્મથી, ત્યાં પતિતને તુચ્છકારતા
ને ધર્મ ઉચ્છેદક થતાં, સનમાન સાચું આપતા—૫.

ધર્મ આવો પાળવાને, ખીણુ ઉંડી શોધજો
ધર્માંધ સૌ ભેગા મળી, તમ ઘોર ઉંડી ખોદજો—૬.

નરી આંખથી કરતાં નિરિક્ષણુ, પોલ ભારી જણાય છે
આવા ખરેખર ધર્મથી, પડતી બાપ્તાની થાય છે—૭.

ખાવા પીવા ટપકાં ટીલાં, કે સ્પર્શ ધર્મ મહી નહિં
સાચી ખૂબો કહી ધર્મની, ચારિત્ર્યને પાળો સહી—૮.

---

## ભજન.

### રાગ-(મુખડાની માયા લાગી રે)

માયાથી ચેતીને ચાલો રે—ઓ જગજીવો. (ટેક)
મનસુબા સહુ ખોટા, એ તો પાણીના પરપોટા
ખાવા પડશે જમ સોટા રે—ઓ જગજીવો—માયાથી૦ ૧.
માયાનાં બંધનો તોડી, કપટી ધરમ છોડી
કરો ભકિત થોડી થોડી રે—ઓ જગજીવો—માયાથી૦ ૨.
'રામ' કહે શું છે વાંધો, ભક્તિનું ભાથુ રે બાંધો
સુરતા હરિથી સાંધો રે—ઓ જગજીવો—માયાથી૦ ૩.

# પ્રકરણ ૧૨.

## આજનો હિન્દુ સમાજ.

**રામ કહે ઓ હિન્દુઓ, વિચારજો સૌ ભાઇ**
**અધોગતિ આ આપણી, આજે શાથી થઇ?**

પ્રાચીનકાળમાં ઉન્નતિના શિખરે પહોંચેલા હિન્દુઓની અને હિન્દુ ધર્મની આજે આ અધોગતિ કેમ થઇ? કારણ કે આજની હિન્દુજાતિ પોતાનો વર્ણાશ્રમ ધર્મ ભૂલી ગઇ છે, રાષ્ટ્ર ધર્મ ભૂલી ગઇ છે અને આડા માર્ગે વિચરી રહી છે. ભારતના આર્યોના પ્રાચીન ચાતુર્વર્ણ્યનો આદર્શ આજે ધીમે ધીમે ભુંસાઇ ગયો છે, અને તેની જગાએ આજનો હિન્દુ સમાજ નાના નાના હજારો વાડા ચોકાઓ અને ફાંટા ચીલાઓમાં વહેંચાઇ ટુકડે ટુકડા થઇ ગયો છે. હિન્દુઓની જાતિ ઉપજાતિની સંખ્યા આજે ત્રણ હજારનો આંકડો વટાવી ગઈ છે. આવી રીતની રોજને રોજ વધતી જતી ભેદ પ્રથાને પરિણામે હિન્દુની તાકાત અને હિન્દુનું સંગઠન લોપ પામ્યાં છે: તથા ઐતિહાસિક જમાનાના સાઠ કરોડ હિન્દુઓ આજે ત્રીસ કરોડ જ થઈ ગયા છે.

હિન્દુસ્તાનના આઠ કરોડ મુસલમાનો અને એક કરોડ ખ્રિસ્તીઓમાંનો મોટો ભાગ આ હિન્દુ સમાજમાંથી ધર્મ બદલીને થયેલો છે; અને આજે પણ દરરોજ લગભગ ત્રણસોથી વધુ હિન્દુઓ પોતાનો ધર્મ ત્યજી દઈ ખ્રિસ્તી ધર્મ ધારણ કરે છે; અને લગભગ એવડી જ સંખ્યા મુસલમાન ધર્મ ધારણ કરે છે. હિન્દુઓએ બહાર જવાનો દરવાજો ઉઘાડો રાખ્યો છે; પણ અંદર આવવાનો દરવાજો બંધ રાખ્યો છે. તેથી કરીને જ દિન પ્રતિદિન હિન્દુઓનું બળ ઘટતું જાય છે અને હિન્દુઓની વસ્તી પણ ઘટતી જાય છે. પરંતુ અત્યારના મતગણત્રીના જમાનામાં સંખ્યાબળની કિંમત ઘણી જ વધારે છે, તે આપણે સમજવું જોઈએ. આના ઉપાય માટે આપણે શું કરવું જોઈએ? આપણે આપણા સંકુચિત વિચારોનો ત્યાગ કરી ઉદાર બનવું જોઈએ. અર્થાત્ જે કોઈ વિધર્મીઓ કે વટલાઈ ગયેલા હિન્દુઓ કે જંગલની બીજી હિન્દુ ધર્મમાં માનનારી જંગલી જાતો, જે પોતાની સ્વેચ્છાથી હિન્દુ ધર્મમાં આવવા આતુર હોય, તેમને વિના વિલંબે શાસ્ત્રોક્ત વિધિ મુજબ શુદ્ધિ સંસ્કાર કરીને હિન્દુ ધર્મમાં દાખલ કરી દેવા જોઈએ. આ શુદ્ધિ સંસ્કારની વાત નવી નથી કે આર્ય સમાજવાળાઓએ ઉભી કરેલી નથી. પરંતુ વૈદિક યુગની જુની છે. પ્રાચીનકાળના ઋષિમુનીઓએ કરોડો અનાર્યોની શુદ્ધિ કરી તમને આર્ય ધર્મમાં દાખલ કર્યા છે; અને આર્યધર્મને વિસ્તૃત અને મજબુત બનાવ્યો છે. માટે આપણે પણ તેમના માર્ગે જ ચાલી અંદર આવવાનો દરવાજો સંપૂર્ણ ખોલી નાખવાનો છે.

આ ઉપરાંત કેળવણી અને સંસ્કૃતિના વિષયમાં પણ આજે હિન્દુજાતિ પોતાના મહાન આદર્શોમાંથી ભ્રષ્ટ થઈ ઘણે દૂર લપસી પડી છે; તથા પરદેશી કેળવણીના કારણે તેની ખાસ વિશિષ્ટતાઓ નષ્ટ થવા લાગી છે. આર્થિક ક્ષેત્રમાં પણ હિન્દુની અવસ્થા રોજ બરોજ માઠી થતી જાય છે. એક કવિરાજ કહે છે કે—

વેપારીઓએ વેપાર ખોયા, ને દિન દિન ડુબતા જાય
તેજીવાળા તો તાપવા બેઠાને, મંદીવાળા માંદા થાય
પરદેશીની પ્રીતડી તોડો રે, દેશીડાંથી દીલડાં જોડો રે.

આજે હિન્દુઓની આ દશા થવાનું એક કારણ તો પરદેશીની પ્રીતડી. એક વખતે ઉન્નતિના શિખરે પહોંચેલું ભારત આજે તેજહીન કેમ દેખાય છે?

પ્રાચીન ભારત દેશ આ, તેજહીન દેખાય
કારણ તેનું દ્રવ્ય સૌ, પરદેશે વહી જાય.

માટે ભારતે જો પોતાનો ઉદ્ધાર કરવો હોય, પોતાની ઉન્નતિ સાધવી હોય, સુખી થવું હોય અને ધનવાન થવું હોય તો તેણે પરદેશી તમામ વસ્તુઓનો ત્યાગ કરવો પડશે; અને દેશીને અપનાવવી પડશે.

સુખી થવું જો હોય તો, હે ભારત સંતાન
રામ કહે ચેતો તમે, દો દેશીને માન.

આજે હિન્દુજાતિ ધર્મ ક્ષેત્રમાં, સમાજ ક્ષેત્રમાં, રાષ્ટ્રિય ક્ષેત્રમાં તેમજ આર્થિક ક્ષેત્રમાં નિત્ય અત્યાચાર, અપમાન અને છળબાજીનો ભોગ બની રહી છે; તથા માંહો માંહના ભેદભાવો કુસંપ અને ઝગડાથી વેર વિખેર બની ગઈ છે. આ દુઃસ્થિતિના યથા યોગ્ય પ્રતિકાર માટેની કાર્યપણ તજવીજ કરવાને હિન્દુજાતિ આજે તો બીલકુલ અસમર્થ અને ગાફેલ છે. **એટલે આજે તો સમગ્ર હિન્દુજાતિની આગળ વિનાશનો યા મોતનો દૂત પોતાનું વિકરાળ ડાચું વિકાસીને ઉભો રહ્યો છે. જાતિના જીવન મરણના પ્રશ્ને આજે તો હિન્દુજાતિ માટે ભય અને વિનાશની સૃષ્ટિ પેદા કરી દીધી છે.**

આ ઉપરાંત સ્વામી કૂટસ્થે કીધું છે કે—આજના હિન્દુઓ ઇંદ્રિયોના ગુલામ બની ગયા છે. પછી તેમનાં સંતાનો સારાં ક્યાંથી હોય ? માતા પિતાએ જેટલા અંશે પોતાના આચાર વિચાર અને આહાર વિહારને સનાતન આર્ય ધર્મ યુક્ત વ્યવહારની મર્યાદામાં રહીને સેવેલા હોય છે; તેટલા પ્રમાણમાં સંતાનો ધર્મનિષ્ઠ, કર્મનિષ્ઠ સદાચારી અને વિવેકી નીવડે છે. પરંતુ નિરંકુશ વ્યવહારને સેવેલાઓનાં સંતાનો સ્વચ્છંદી અને ચસકાધારીઓ જ નીવડે છે. આજના માનવોમાં કોઈ જાતની શાંતિ જ ના મળે, બધે અશાંતિ જ સામ્રાજ્ય ભોગવે છે. આજે ભારત પ્રજા સર્વ વાતમાં રીબાય છે, અકુળાય છે અને ત્રાસ પામે છે. આવી દુર્દશા હોવા છતાં ચસકાઓ શમ્યા નથી, ભોગ લાલસા ઘમી નથી, અને ખાન પાનના તાનમાં ગુલતાન છે. આજે વિદેશી કેળવણી લેવાના ચસકામાં અને મસ્કાદાસ બનવાને સર્વેને તાન ચઢયું છે. નીતિ, ન્યાય, સત્ય અને સ્વધર્મને આજની ભારત પ્રજાએ વેગળાં મૂકયાં છે; અને અનેક કાવાદાવાઓ કરી હુંશીયાર સ્વાર્થ સાધુઓ નીવડયા છે. આથી તેઓ સર્વ તનબળ, મનબળ, અને ધનબળમાં દેવાળીયા બનતા જાય છે. આવી દેવાળીયા પ્રજામાં પશ્ચિમની ધમાલીયા પ્રજા ભોગ વિલાસી વૃત્તિ વડે આવી ભળી છે અને કમાલ કરી રહી છે. આવી રીતે આજના આપણા સમાજમાં ધર્મ ભાવનાનો તદ્દન નાશ થઇ ગયો છે. ધર્મ રહિત સમાજ વિષમ ભોગવટમાં રીબાય છે. છતાં ભ્રમણામાં ને ભ્રમણામાં અમે આગળ વધીએ છીએ એમ બૂમો પાડે છે. ખરૂં જોતાં સમાજ અવનતિના પંથે આગળ ધપી રહ્યો છે. કુટુંબ સમાજ, રાજ્ય સમાજ આદિ અનેક સમાજોમાં આજે "તાગડ ધિન્ના" નો ભૂત ધુણી રહ્યો છે.

આ ઉપરાંત આજે હજારો ધર્મના વાડાઓમાં અને હજારો જ્ઞાતિના વાડાઓમાં હિન્દુજાતિ વહેંચાઈ ગઈ છે. વળી દિન પ્રતિદિન નવા નવા વાદો અને નવી નવી ન્યાતો ફુટતી જાય છે. પરંતુ

આપણે નથી જાણતા કે હિન્દુ ધર્મને અને હિન્દુ જાતિનો અતૂટ ગઢ તુટવા લાગ્યો છે. આપણો સુખી સંસાર હાહાકારની ચીચીયારીઓ પાડી રહ્યો છે. આપણો કૌટુમ્બિક જીવનને આનંદ અને સુંદરતા દ્વેષ અને ભાગલાઓથી છિન્ન ભિન્ન થઇ રહ્યાં છે. એક એક ઘરમાં પણ બબ્બે ત્રણ ત્રણ ધર્મોએ પગ પેસારો કર્યો છે. ધણી સ્વામીનારાયણ છે તો ધણીયાણી વૈષ્ણવ છે અને છોકરો વળી ત્રીજાજ ધર્મનો નાસ્તીક છે; ઓલ હંબગ કહેનારો છે. આવા કુટુંબોમાં સંપ શી રીતે રહી શકે?

આ બધી વાતો વિચારવાનો આપણને અવકાશ નથી. આજનો ભારત દેશ અને આજના હિન્દુઓ મરવાને તૈયાર નથી તેમ, મરવાને પણ તૈયાર નથી. બસ ઘરમાં બેસી રહેવું છે, અને બીજા બધું કરી આપે. આજે હિન્દુસ્તાન ભોગ આપે તેવા સાચા દેશ ભકતોથી ઉભરાતો દેશ નથી. **આજે તો ભારત ચાલીસ કરોડ પંગુઓની પાંજરાપોળ છે; અને જેને જે બેસતી આવે તે ટોપી તે પહેરી લે છે.** આજના હિન્દુઓ ધર્મના સિદ્ધાંતોને ભૂલી ગયા છે, અને કેવળ ચાલતી ગાડીમાં જ બેસી જવાનું શીખ્યા છે.

## પ્રકરણ ૧૩

## ઓ હિન્દુઓ, સંગઠન સાધો

રામ કહે જ્ઞાતિતણા, વાડા બહુ દેખાય
વળી ફુટી બહુ નીકળ્યા, ધર્મના સંપ્રદાય—૧.
રામ કહે એથી થયાં, કુસંપના સામ્રાજ
તેથી હિન્દુજાત આ, હવે બની તારાજ—૨.

વિશાળ અને મહાન એવી હિન્દુજાતિના સંગઠનનો નાશ શાથી થયો? આજે હિન્દુ સમાજમાં અસંખ્ય ન્યાતિના વાડાઓ અને અસંખ્ય ધર્મના સંપ્રદાયો ફુટી નીકળ્યા છે; અને તેથી કરીને હિન્દુજાતિમાં કુસંપના સામ્રાજ્યો સ્થપાયાં છે, અંદર અંદર દ્વેષ અને ઈર્ષા વધ્યા છે. પરિણામે આજની હિન્દુ જનતા પાયમાલીના પંથે પળી રહી છે. છતાં હજુ હિન્દુઓની આંખો ઉઘડતી નથી. હે ભારતના હિન્દુઓ, હિંદના એક મહાન સંતની, મહાન સંન્યાસીની વાણી સાંભળો. જેને 'રામ' સંગીતમાં રજુ કરે છે.

હિન્દુ માત્રનો હોવો જોઇએ, હિન્દુ ધરમ એક
પાળો એ પ્રાચીન ધર્મને, છોડી વાદો અનેક
વીરા સુણોને વાણી સંતની—૧.

બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યને શુદ્ર મળી છે ચાર
બીજી વરણોના જોઇએ, કરે શાસ્ત્ર પોકાર
વીરા સુણોને વાણી સંતની—૨.

આતે ક્યાંથી રે ફુટી નીકળ્યા, વાડા ધર્મના આજ
આટલા ક્યાંથી ફુટી નીકળ્યા, વાડા વર્ણના આજ
વીરા સુણોને વાણી સંતની—૩.

ભાગલા પાડયેથી વધીયો, ઉંચ નીચનો ભેદ
કુસંપે અડ્ડો જમાવીયો, જાણી થાય છે ખેદ.
વીરા સુણોને વાણી સંતની—૪.

લઢી મુઆ એથી હિન્દુઓ, માંય માંય તમામ
'રામ' કહે તમે સંપીને, બનો એક તમામ.
વીરા સુણોને વાણી સંતની—૫.

અસંખ્ય ભાગલાઓ પાડવાથી હિન્દુ જાતિ અદેખાઇથી અંદર અંદર જ લઢવા લાગી છે; અને અધોગતિના નર્ક તરફ આગેકુચ કરી રહી છે. આવી રીતના હિન્દુજાતિના અધઃપતનના નિવારણ માટે આપણે શું કરવું જોઇએ?

હિન્દુ માત્રની નસેનસમાં વીજળી સમી તાકાત ફરી પેદા કરી, તેના હૃદયમાં આત્મરક્ષણનો, સ્વધર્મ-રક્ષણનો, સ્વદેશ રક્ષણનો અને સ્વસમાજ રક્ષણનો તેમજ હરિશ્રદ્ધાનો અતૂટ નિશ્ચય ઉપજાવવો જોઇએ; અને અખંડ હિન્દુત્વના સંગઠનની તમન્ના પ્રગટાવવી જોઇએ. એજ છે તેનો સાચો ઉપાય, ધર્મના અને જાતિના સંગઠન વિના હિન્દુઓનો કે હિન્દુસ્તાનનો કદી પણ ઉદ્ધાર થવાનો નથી. શ્રી કલિગીતામાં 'રામ' લખે છે કે—

રામ કહે સંપી રહો, સંપે સુખ અપાર
બનતું મજબુત દોરડું, મળવાથી બહુ તાર—૧.
રામ કહે કલિયુગમાં, સંપ મહા શક્તિ
નક્કી સંઘબળથી થશે, દેશતણી મુક્તિ—૨.

પ્રાચીન વેદધર્મમાં ભાગલા પાડવાની નીતિનો ઉલ્લેખ ક્યાં અને ક્યારે કરવામાં આવ્યો છે? આર્યાવર્તના પ્રાચીન ઋષિ મુનીઓએ એક મહાન વેદમંત્ર લલકાર્યો છે.

**ॐ सहना ववतु। सहनौ भुनक्तु। सहवीर्यं करवा वहै। तेजस्वीनावधीतमस्तु। मा विद्विषावहै।**
**ॐ शान्तिः शान्तिः शान्तिः॥**

**ભાવાર્થ કે—ભીમપલાસ**

આપણ સરવે સાથે રહીએ, આપણ સરવે સાથે જમીએ
આપણ કરમો સાથે કરીએ, સાથે રહી પરાક્રમી બનીએ—૧.
આપણ સૌ એકામત થઈએ, આપણ એકજ રાહે જઈએ
ના દ્વેષ પરસ્પરનો કરીએ, કહે 'રામ' ॐ શાંતિ વદીએ—૨.

હિન્દુધર્મનું મહાન અને પ્રાચીન શાસ્ત્ર શું કહે છે, અને તેમાં સંગઠનની કેવી ભાવના છે તે આપણે જોયું. માટે હવે તો આપણે જરૂરથી ભૂલ્યા ત્યાંથી ફેર ગણી ભાગલાની નીતિનો ત્યાગ કરી એકતાની નીતિ ગ્રહણ કરવી જ જોઈએ.

જો હિન્દુઓએ પોતાનો અને હિન્દુધર્મનો ઉદ્ધાર કરવો હોય, તો તેમણે એકતાની સ્થાપના કરવી પડશે. બાકી આજે તો હિન્દુજાતિ ઉપર અને હિન્દુધર્મ ઉપર એક ભયંકર પર્વત તૂટી પડ્યો છે.

પરિણામે હિન્દુધર્મના અને હિન્દુજાતિના ટુકડે ટુકડા થઈ ગયા છે. એટલે કે હિન્દુઓ હજારો સંપ્રદાયો અને હજારો જ્ઞાતિના વાડાઓમાં વહેંચાઇ ગયા છે. આવી રીતે વીખરાઈ ગયેલા હિન્દુઓને સનાતન હિન્દુધર્મના, આર્ય ધર્મના, અર્થાત્ વેદધર્મના એકજ ભગવા ઝંડા નીચે એકત્ર કરવા જોઇએ; અને ભારતમાં સંગઠન કરવાનો એકતા કરવાનો મહાયોગ સાધવો જોઇએ. હજારો ભાગલાઓથી સ્થપાયેલાં કુસંપના સામ્રાજ્યોનો નાશ કરી સંગઠનની સ્થાપના કરવી જોઇએ. જુદી જુદી હિન્દુ જાતોને શાસ્ત્રે કહેલી ચાતુર્વર્ણ્યમાં જ લાવી દેવી જોઇએ; અને દરેક વર્ણે શાસ્ત્રે કહેલા કલીયુગને માટેના તે તે વર્ણોના ધર્મોનું અર્થાત્ નિયમોનું યથાર્થ રીતે પાલન કરવું જોઇએ. આવી રીતે તેમના નાના નાના ધર્મના અને જ્ઞાતિના ક્ષેત્રોનો નાશ કરી તેમને વિશાળ ક્ષેત્રમાં લાવવા જોઇએ.

આવી રીતે ન્યાતો મોટી અને વિશાળ થવાથી, તેમજ ધર્મ એક સનાતન હિન્દુ ધર્મ જ રહેવાથી, મનુષ્યોમાં સંગઠન યાને સંપ કુદરતી રીતે એની મેળે જ થઇ જશે. તેમજ હિન્દુ ધર્મનો અને હિન્દુ સમાજનો પુનરૂદ્ધાર થશે.

હિન્દુ પ્રજામાં વિદ્યા છે, બુદ્ધિ છે તેમ દ્રવ્યબળ પણ છે, નથી એક માત્ર સંગઠન એ એક ઊણપને લઇને જ હિન્દુઓ આજે સર્વ ક્ષેત્રોમાં હડધુત અને અપમાનિત થઇ, જાત જાતની હાડમારીઓ ભોગવી રહ્યા છે. જો સંગઠન થશે તો દરેક હિન્દુ માત્રના મનમાં એવી હિંમત આવશે કે મારી પાછળ મારા કરોડો હિન્દુ ભાઇઓનું પીઠબળ મોજુદ છે. માટે હે ભારતના હિન્દુઓ, મીલન શંખની ગર્જના સુણો અને તમે સૌ ભેગા મળો.

રાગ-(આયે ભી હો ગયે ભી હો)

ભારતના ઓ હિન્દુઓ, મિલન શંખ ગાજતા. (ટેક)
સાંભળી એ શંખનાદ, છોડો વાદને વિવાદ
સરવે કાઢો એક સાદ, મિલન શંખ ગાજતા-ભારતના૦ ૧.

લઢીને ના ખુવો મણિ, સૌને પોતાના ગણી
સ્થિતિ સુધારો આપણી, મિલન શંખ ગાજતા—ભારતના૦ ૨.

સરવે હિન્દુ એક થાય, નાશ ભાગલાનો થાય
વિરોધને કુસંપ જાય, મિલન શંખ ગાજતા—ભારતના૦ ૩.

ધર્મ સંગઠન કરી, જાતિ સંગઠન કરી
ચઢાવ ઝંડો કેસરી, મિલન શંખ ગાજતા—ભારતના૦ ૪.

'રામ' આ કરે પુકાર, હિન્દુઓ બનો ટટાર
હિન્દુ બનો એકાકાર, મિલન શંખ ગાજતા—ભારતના૦ ૫.

હિન્દુજાતિ આજે સંગઠનનો મહાયોગ ફરીથી સાધી સંઘબદ્ધ, શિસ્તબદ્ધ, શાંતિબદ્ધ અને શક્તિશાળી થવા માગે છે. તે બીજાઓને હેરાન કરવા કે બીજાઓના હક્કો છીનવી લેવા માટે નહિં; પરંતુ સ્વધર્મ, સ્વજાતિ અને સ્વદેશનું રક્ષણ કરવા, પોતે નિર્ભય અને આઝાદ બનવા, બીજાઓનું ભલુ કરવા, અને હિન્દુ ધર્મનો પ્રાચીન ભગવો ઝંડો સદાને માટે ફરકતો રાખવા માટે જ. આ વાત સૌ કોઈ સમજે છે, અને ન સમજતા હોય તેમણે સમજી લેવાની જરૂર છે. હિન્દુ ધર્મે કદી પણ બીજાઓ ઉપર આક્રમણ કર્યું નથી અને નિર્દોષોના માલ લૂંટયા નથી. તથા તેમ કરવાની તેની નીતિ પણ નથી.

આ આત્મ રક્ષા અને પરકલ્યાણના હેતુઓ પાર પાડવાને માટે જ, આજના હિન્દુઓને હજારો જ્ઞાતિના વાડાઓના ફંદમાં નહિં પડતાં શાસ્ત્રે કહેલી ચાર વર્ણો જ માનવાની અને હજારો સંપ્રદાયોના ઝગડાઓમાં નહિં ફસાતાં એક માત્ર પ્રાચીન સનાતન હિન્દુ ધર્મને જ વધાવી લેવાની; અને સઘળા વાદો ને મત મતાંતરોને ત્યજી દઈ પ્રાચીન વેદ ધર્મના, સનાતન હિન્દુ ધર્મના ભગવા ઝંડા નીચે એકત્ર થવાની હું હાકલ કરૂં છું.

રામ કહે ઓ હિન્દુઓ, છોડી વાદ તમામ
એક બનો સંપી તમે, તો મળશે આરામ—૧.

દોડીને સૌ આવજો, હે હિન્દુ નરનાર
ભગવા ઝંડાની નીચે, તોજ થશે ઉદ્ધાર—૨.

---

## ભજન.

### મનની ચંચળતા

રાગ-(ભોજા ભગતનો ચાબખો)

મન તો બહુ ચંચળ કહેવાય, એનાથી ના પળ રહેવાય—(ટેક)
ઘડીમાં મુંબઈ ઘડીમાં લંડન, દોડયું દોડયું જાય
એની ગતિને કોઈના પહોંચે, આ રે જગની માંય—મન૦ ૧.
કો સમે એ દ્રવ્ય કેરી લાલચે લલચાય
કો સમે એ કામિનીના, સંગમાં સપડાય—મન૦—૨.
કો સમે તે ફુલ તોડે, જઈ બગીચા માંય
કો સમે તે સ્વપ્ન માંહી, મ્હાલે મ્હેલો માંય—૩.
કો સમે તે જગત સામે, બાથ ભીડવા જાય
'રામ' કહે આ મન સહાયે, અહીં તહીં અથડાય...મન૦ ૪.

## પ્રકરણ ૧૪.

## કાયરતા છોડો

રામ કહે ઓ હિન્દુઓ, કરો કાયરતા દૂર
આજે બદલાયો સમય, હવે બનો બહાદુર.

આજે હિન્દુઓના હૃદયમાં કાયરતા પોતાનું ઘર કરીને બેઠી છે. તેને કાઢી મુકવાનો સમય હવે આવી લાગ્યો છે. હિન્દુઓએ જીવવું હોય, અને તેને ટટાર માથે ઉભા થવું હોય તો તેણે આ કાયરતા, આ દુબલાપણું ત્યજી દઈ, બલવાન, વીર્યવાન, ધર્મવાન, નીતિવાન અને તાકાતવાન બનવાનો નિશ્ચય કરવો પડશે. હિન્દુએ આજે નવેસરથી પોતાના ધર્મનો અને પોતાની જાતિયતાનો મર્મ સમજવો પડશે. હિન્દુધર્મ ખરૂં જોતાં મરદાનગી ઉપર જ રચાયો છે. હિન્દુઓના દેવો શક્તિની પ્રતિમારૂપ છે; અને અસ્ત્રે શસ્ત્રે સુસજ્જીત છે. રામચંદ્ર ભગવાનના હાથમાં ધનુષબાણ, શ્રી કૃષ્ણ ભગવાનના હાથમાં સુદર્શન ચક્ર, શંકર મહાદેવના હાથમાં ત્રિશુળ અને માતાના હાથમાં તલવાર છે. જુલ્મી દૈત્યોનું દમન કરવું, અને દુષ્ટોનો અને પાપીઓનો સંહાર કરવો એજ હિન્દુઓના દેવોની લીલા ગણાઈ છે. માટે આજે હવે આપણે ભગવાનનાં નાનાં નાનાં બાળ સ્વરૂપો પૂજવાના ત્યજી દઈ,

રામના, કૃષ્ણના, મહાદેવના અને હનુમાનનાં શુરવીર અને પરાક્રમી સ્વરૂપોની ઉપાસના અર્થાત્ ભક્તિ સાધવી પડશે; અને તેમના જેવા બલવાન, સ્વધર્મપ્રેમી, અને સ્વદેશપ્રેમી બનવાનો મહાયોગ સાધવો પડશે.

બાયલાઓ માટે તો હિન્દુધર્મમાં સ્થાન જ નથી. બાયલાઓ રાષ્ટ્રનું ઘડતર કરી શકે નહિં. હિન્દુધર્મમાં રાષ્ટ્રિયતા પૂર્ણ છે. રામે અને કૃષ્ણે અવતારો લઈને રાષ્ટ્રસેવા જ કરેલી છે. જો હિન્દુધર્મમાં રાષ્ટ્રવાદ અને શક્તિવાદને સ્થાન ન હોત, તો એ ત્રણ હજાર વર્ષો સુધી ટકી શકયો ન હોત. જ્યાં સુધી હિંદમાં સંપ હતો ત્યાં સુધી બધા સુખી હતા. કુસંપ વધ્યો ત્યારે ઉંચ નીચના ભેદભાવો વધ્યા, ઇર્ષા વધી, પરિણામે હિંદ બરબાદ થઈ ગયું.

હિન્દુજાતિમાં આજે શક્તિવાદની કેટલી જરૂર છે, તે બાબતમાં આજથી આશરે પચાસ વર્ષ પહેલાં સ્વામીશ્રી–વિવેકાનંદજીએ કીધું છે કે—

"What the country needs to day, is Shakti-strength. Strength is what we want. Muscles of iron, nerves of steel, and inside dwelling a mind as invincible as thounder bolt. We want 'Brahamtej , plus 'Kashatraveerya."

"એટલે કે દેશને આજે સૌથી પહેલી જરૂર છે શક્તિની, તાકાતની. જોઈએ છે શક્તિ, જોઈએ છે તાકાત, અને જોઇએ છે વીરતા. આજે તો જરૂર છે લોખંડી માંસપેશીઓની, પોલાદી રગોની, અને તેની અંદર રહેલા વજ્ર જેવા મજબુત મનની. ટુંકામાં જરૂર છે આપણને આજે બ્રહ્મતેજ વત્તા ક્ષાત્રવીર્યની."

આપણે શક્તિ યાને બળની વાત કરીએ છીએ એટલે એકલું શારિરીક બળ સમજવાનું નથી. પરંતુ બળ ચાર પ્રકારનાં છે. (૧) દેહબળ (૨) મનોબળ (૩) આત્મબળ અને (૪) સંઘબળ. આ ચાર જાતના બળ ઉપર જ કોઇપણ જાતિનો ઉત્કર્ષ આધાર રાખે છે. આપણે જો આપણો ઉત્કર્ષ સાધવો હોય તો આમાંના એક બે બળ નહિ; પરંતુ આ ચારે બળ યાને શક્તિઓ પ્રાપ્ત કરવાનો ભગીરથ પ્રયત્ન આદરવો પડશે; અને તેમાં ભારે કમાણી કરવી પડશે.

આપણામાં આટલી બધી કાયરતા ક્યારથી અને શાથી આવી ? જ્યારથી આપણે સમાજ હિતને માટે સમાજના શત્રુઓને મારનારા, તાડકા, વાલી, રાવણ અને કુંભકર્ણ જેવા ભયંકર રાક્ષસોને બહાદુરી પૂર્વક રાખમાં રગદોળનારા એવા મહાપરાક્રમી, ધનુષબાણધારી અને અને પુરુષાર્થના સાક્ષાત્ મૂર્તિસમા શ્રી રામચંદ્રજીને ભૂલી જઇ પ્રેમમય અને દયામય સીતારામની યુગલ મૂર્તિ ભજવા માંડી; અને જ્યારથી આપણે અસંખ્ય દુષ્ટોને સંહારનારા પ્રબળ પુરુષાર્થી અને ચક્ર સુદર્શનધારી શ્રી કૃષ્ણચંદ્રને ભૂલી જઇ માંખણ ચોર અને ગોપીઓનાં ચિત્તચોર બંસીધારી કનૈયાને અને રાધેશ્યામની જુગલ મૂર્તિને ભજવા લાગ્યા; ત્યારથી આપણામાં 'કાયરતા' નામના ભૂતે પ્રવેશ કર્યો. આપણામાં વેવલાપણાએ પ્રવેશ કર્યો. પરિણામે આપણે પુરુષાર્થ હીન, ડરપોક, બાયલા અને સનાતન હિન્દુ ધર્મ અને હિન્દુસ્તાનનું રક્ષણ કરવાને અશક્તિમાન નીવડયા. આપણે આપણા દેવોને વગોવ્યા. કારણ કે ભગવાનની રમકડા જેવી મૂર્તિઓ રાખી તેને પૂંજવી અને તેની આગળ બાયલાની માફક નાચવું; એ તેની પ્રબળ સત્તા, મહાન શક્તિ અને ગંભીરતાને ભૂલી જઈ તેની મશ્કરી કરવા બરાબર છે.

આજે ત્રીસ કરોડની સંખ્યા હોવા છતાં આફત આવે ત્યારે ત્રીસ હિન્દુ પણ તેનો સામનો કરવા ઉભા થતા નથી; તે શું જેવી તેવી શરમની

વાત છે? સમગ્ર ત્રીસ કરોડ હિન્દુઓ એકરૂપ બને તો આજે કયો ચમત્કાર કરી ન શકે? પાંચ કરોડ અંગ્રેજો આઠ કરોડ જર્મનો કે સાત કરોડ જાપાનીસોએ આખા જગતને કેવું ધ્રૂજાવી મૂક્યું હતું એ શું આપણે જાણતા નથી? તો પછી ત્રીસ કરોડ હિન્દુઓ એક ખુણામાં અજ્ઞાન અને દુબળા શા માટે પડયા રહે? હે હિન્દુઓ, હવે તો કાયરતા છોડો—અને જાગો.

રાગ—(દેજો દેજો દીનાનાથ)

જાગીને જો હિન્દુબાળ, ત્યજી દો કાયરતાની જાળ
એક દિવસ ચઢી આવશે કાળ, ત્યજી દો કાયરતાની જાળ—(ટેક)

ધર્મ અને નિજ દેશનો દ્રોહી (૨)
વળી કુટુંબ તણોયે દ્રોહી (૨)

ના જોયે હિન્દુનો બાળ, ત્યજી દો કાયરતાની જાળ—૧.

જીવને આવે તેજી મંદી (૨)
શિસ્ત વિનાનો ને સ્વચ્છંદી (૨)

ના જોયે હિન્દુનો બાળ, ત્યજી દો કાયરતાની જાળ—૨.

દેશ ધર્મ સંસ્કૃતિ કાજે (૨)
મરવા જાયે એક અવાજે (૨)

સાચા હિન્દુનો વીર બાળ, ત્યજી દો કાયરતાની જાળ—૩.

મા બેનનું રક્ષણ કરવાને (૨)
સંકટ માંહી કુદી પડવાને (૨)

દોડયો જાયે હિન્દુ બાળ, ત્યજી દો કાયરતાની જાળ—૪.

'રામ' પુકારે હિન્દુ આવો (૨)
ભગવા ઝંડાને ફરકાવો (૨)

પાણી પહેલી બાંધો પાળ, ત્યજી દો કાયરતાની જાળ—૫.

શિસ્ત વિનાનો અને સ્વચ્છંદી હિન્દુ ધર્મનો કે દેશનો ઉદ્ધાર કરી શકશે નહિં. હિન્દુ ધર્મના ઉદ્ધારને માટે અને દેશની આઝાદીને માટે આપણે સત્ય, અહીંસા, ત્યાગ, શુરવીરતા, શાંતિ, શ્રદ્ધા અને શિસ્ત જેવા મહાન ગુણો કેળવવા પડશે-વળી જરૂર પડશે હિંસાનો માર્ગ લેવાનો પણ આપણને હક્ક છે. શાંતિ અને શિસ્તના મહાન આદેશને લીધે જ હિંદે ભુતકાળમાં મહાન સ્થાન મેળવ્યું હતું. શાંતિ, શિસ્ત અને વીરતા વિના આપણે ધર્મોદ્ધાર કરી શકીશું નહિં, આઝાદી મેળવી શકીશું નહિં અને મળેલી આઝાદી ટકાવી પણ શકીશું નહિં.

વળી પ્રત્યેક હિન્દુ દેશ, ધર્મ અને સંસ્કૃતિને માટે ગમે તે ક્ષણે મરવાને તૈયાર હોવો જોઈએ; અને પરધર્મીઓથી પોતાની મા બેનોનું રક્ષણ કરવાને ગમે તેવાં સંકટમાં કુદી પડવાને તૈયાર હોવો જોઈએ. એટલે હવે આપણે બહાદુર બનવું જોઈએ; અને બહાદુર સંતાનો પેદા કરવા માટે આપણી બહેનોને બહાદુર બનાવવી જોઈએ, અને યોગ્ય કેળવણી પણ આપવી જોઈએ. પહેલાંના વખતમાં રજપુતો બહાદુર હતા, શુરવીર હતા; તેમનું આજે આપણે અભિમાન ધરાવીએ છીએ. કારણકે તેઓ રણમાં માથુ મુકી લડતા; તેઓ જ્યાં જ્યાં જુલમ અન્યાય થતો હોય ત્યાં જીવને જોખમે કુદી પડતા. આજે એવા રજપુતો ક્યાં છે? એ રજપુતો કરતાં તો રજપુતાણીઓ વધારે બહાદુર હતી. રજપુત રણમાંથી પાછો ફરે તો કાયર કહી ઘરમાં પેસવાજ ના દે; એવી એ બહાદુર રજપુતાણીઓને લઈને રજપુતો બહાદુર હતા. અને આજે તો કંઈક થાય તો અંદર ઓરડામાં બારણાં બંધ કરીને બેસો. પરસારમાં યે નહિં અને ઓટલા ઉપરે નહિં. તેવી સ્ત્રીઓનાં સંતાનો બહાદુર ક્યાંથી પાકે? એટલે કે પુરુષોએ બહાદુર બનવું હશે તો પહેલાં સ્ત્રીઓને બહાદુર બનાવવી પડશે. સ્ત્રીઓનો વિકાસ એ બહુ અગત્યની વસ્તુ છે. એમને ગુલામ રાખે

હવે નહિં પાલવે. બહેનોને કાયર અને નિર્બળ બનાવવાનું છોડી હવે તેમને બહાદુર અને નિડર બનાવવી પડશે. ને જો સ્ત્રીઓ નીડર અને બહાદુર હશે તો જ તેવાં નરરત્નો પેદા થઈ શકશે.

છેવટે મારે એટલું જ કહેવાનું છે કે હે હિન્દુઓ, બહાદુર બનો, એક બનો, અને સનાતન હિન્દુ ધર્મનો કેસરી ઝંડો સારાયે ભારતમાં ફરકાવો.

રામ કહે પોકારીને, લાવ હૃદયમાં ભાવ
વેદ ધર્મનો કેસરી, ઝંડો તું ફરકાવ.

---

## ભજન.

### ભક્તોની લાજ રાખે ભગવાન

રાગ—( એકજ દે ચીનગારી. )

લાજ રાખો ગીરધારી, દીનાનાથ લાજ રાખો ગીરધારી. (ટેક)
ગિરિશિખર પર તરસી ટીટોડી, તેને પાયું તમે વારી
મહેતા નરસિંહને હાર રે આપ્યો, મામેરૂં કીધું તેં ભારી–દીનાનાથ૦ ૧
દુષ્ટ સભામાં દ્રોપદી કેરાં, ચીર પૂર્યાં રે મોરારી
લાક્ષાગૃહની દુષ્ટ જાળેથી, પાંડવ લીધા ઉગારી–દીનાનાથ૦ ૨
'રામ' કહે, જ્યાં ભક્ત પીડાયે, ત્યાં દોડ્યો આવે ગીરધારી
એવી રીતે પ્રભુ અમને ઉગારો, આ દુઃખસાગરે તારી–દીનાનાથ૦ ૩

---

## પ્રકરણ ૧૫.

## મંદિરો કેવાં હોવાં જોઇએ ?

મંદીરો નકી જોઇએ, હરિ સ્તુતિને કાજ
પણ તે કેવાં જોઇએ, રામ કહે છે આજ.

દુનિયાની સર્વ કોમના અને સર્વ ધર્મના લોકોને પોતપોતાના દેવ માટે તથા ઈશ્વરની પ્રાર્થના કરવા માટે મંદિરો હોય છે, દેવળો હોય છે. મંદિરો બાંધવાની પ્રથા કંઈ નવી નથી; છેક પ્રાચીનકાળથી કોઈને કોઈ રૂપમાં મંદિરોની હયાતી ચાલી આવે છે.

જો કે ઈશ્વર સર્વ વ્યાપક છે, તો પણ મહાત્માઓ કહે કે તે ચાર જગ્યાએ ખાસ વિશેષતાથી રહે છે (૧) મંદિરમાં (૨) આપણા હૃદયમાં (૩) ભક્ત મંડળમાં અને (૪) મોક્ષધામમાં. જેમ રાજાની સત્તા તેના બધા મુલકમાં છે, પણ તે પોતાના મહેલમાં વધારે રહે છે; તેમ ઇશ્વર સર્વત્ર છે, પણ તેના સ્થાપેલા મંદિરોમાં તે વિશેષતાથી રહે છે.

આજે મંદિરો કેવાં છે ? આજે પ્રભુ મંદિર એટલે ખાસ કરીને બૈરાંનો ચોરો. તેમજ ગામ ગપાટા જાણવાનું અને નિંદા કરવાનું સ્થાન. શ્રી કલિગીતામાં 'રામ' લખે છે કે—

મંદિર રૂપ ચોરા મહીં, ઘણી જ નિંદા થાય
કંઇક તણાં રંડાયને, કંઈક તણાં મંડાય—૧.
નિંદા ખાનાનું નથી, પ્રભુ મંદિર મકાન
રામ કહે હરિની સ્તુતિ, કરવાનું એ સ્થાન—૨.

પ્રભુ મંદિરમાં આપણે કંઈ ગપાટા મારવા જવાનું નથી, આપણે ત્યાં કંઈ એક બીજાની મુલાકાતો લેવા જવાનું નથી, આપણે ત્યાં કોઈ બજાર ભાવ પૂછવા માટે જવાનું નથી, આપણે ત્યાં કંઈ પ્રેમની ઇશ્કારતો કરવા જવાનું નથી, આપણે ત્યાં કાંઇ આપણી મોટાઇ કે ડહાપણ બતાવવા જવાનું નથી, આપણે પાકી રીતે સમજવું જોઇએ કે પ્રભુનું મંદિર એ કાંઈ નિંદાખાનાનું મકાન નથી; પણ ઇશ્વરની પ્રાર્થના કરવાનું પવિત્ર સ્થાન છે જાણે અજાણે થઇ ગયેલાં પાપોની માફી મેળવવાની જગ્યા છે.

આવું સમજ્યા વિના મંદિરમાં જવાથી કંઇજ લાભ થતો નથી; પણ ઉલટું નુકશાન થાય છે. કારણ કે મેજીસ્ટ્રેટની હજુરમાં જે માણસ ગુનો કરે છે અથવા રાજાની સામે જે કોઇ બે અદબી કરે છે, તેને તેવાજ બીજા ગુનેગારો કરતાં વધારે શિક્ષા થાય છે. એવી જ રીતે જેઓ પ્રભુના મંદિરમાં બેઅદબી કરે છે અથવા પાપ કરે છે, તેઓના પાપ બેવડાં થઇ જાય છે. પરિણામે તે વધારે શિક્ષાને પાત્ર થાય છે.

આજે આપણાં કેટલાંક મંદિરોમાં ઘણા અનાચાર ચાલી રહ્યા છે, ઘણાં પોલ ચાલી રહ્યાં છે, ઘણાં ધતીંગો ચાલી રહ્યાં છે, અને લોકોના હજારો રૂપીઆ અવળે માર્ગે ખરચાય છે. આજે મંદિરોમાં સેંકડો ઝગડાઓ થાય છે, રાજભોગનાં પ્રદર્શન થાય છે, અને પ્રસાદ માટે લઢી મરાય છે. પરિણામે દ્વેષ, ઇર્ષા અને ભાગલાઓ વધ્યા છે. આ બધું કેવળ આપણી મૂર્ખાઇનું જ પ્રદર્શન છે. આવાં મંદિરોમાં જવાથી કલ્યાણ શી રીતે થાય ?

આપણાં બધાં જ મંદીરો આવાં છે એવું મ્હારૂં કહેવું નથી. અલબત્, કેટલાંક મંદીરો આદર્શ, અને ઉચ્ચ કોટીનાં પણ છે; જેનો બીજા મંદીરોએ દાખલો લેવાની આવશ્યકતા છે. પરંતુ જે મંદીરો સારાં નથી તેને તો હું સારાં નહિ જ કહી શકું. પરિણામે એક કવિરાજની કઠોર વાણી લાચારી સાથે અત્રે રજુ કરવાની મને ફરજ પડે છે. આશા છે કે ધાર્મીક જનતા આ વાણીથી કોપાયમાન ન થતાં તેના રહસ્યને સમજશે.

આજે ઘણા લોકે દુકાનો ધર્મની માંડી
ધર્મની માંડી નિયમ સૌ શાસ્ત્રના છાંડી—૧. (ટેક)
દેવ મંદિરો બન્યાં છે ખાસ દુકાનો
ધર્મને ધંધો બનાવ્યો પેટ ભરવાનો—દુકાનો૦ ૨.
દેવ દેવીને બનાવ્યાં જેમ વેપારી
ને દલાલો થઈ પડયા કંઈ ગોર પૂજારી—દુકાનો૦ ૩.
દ્રવ્ય હરવા અજબ કીધા ધર્મના ધારા
દેવ દેવીને બનાવ્યાં લાંચ લેનારા—દુકાનો૦ ૪.
તેલ દો હનુમાનને નો કષ્ટ તે કાપે
મફત કોપણ દેવ બાપા સુગના આપે—દુકાનો૦ ૫.
આમ આવક દેવ મંદિરે સદા આવે
દેવના નામે દલાલો મોજ ઉડાવે—દુકાનો૦ ૬.
ગાદીઓ સ્થાપી ઘણા તો મંદિરે અડીયા
છૂટથી તે વેચતા પરસાદના પડીયા—દુકાનો૦ ૭.
ભેટ પુંજા ગ્રહણ કરવા કાયદા કીધા
સ્વર્ગના સઘળા ઈજારા તેમણે લીધા—દુકાનો૦ ૮.
ધૂતવા ધનમાલ નિયમો નવનવા નાખ્યા
આરતી પધરામણીના ચાર્જ પણ રાખ્યા—દુકાનો૦ ૯.
તીર્થમાં તો દાન લાગા સેંકડો ભારી
લૂંટતા ત્યાં અભણ પંડયા ગોર પૂંજારી—દુકાનો૦ ૧૦.

ભાદ્રપદના સોળ દિવસો શ્રાદ્ધના કીધા
ખીરને દુધપાક ખાવા ગોઠવી દીધા—દુકાનો૦ ૧૧.
ધર્મના નામે કરી એવી અજબ જુકિત
ડુંગરી ગાજર પ્રમાણે વેચતા મુકિત—દુકાનો૦ ૧૨.

આથી નિઃશંકપણે કહી શકાય કે આજનાં આવી જાતનાં મંદીરોએ કેવળ પૈસા કમાવાની દુકાનો જ છે; અને ત્યાં પૈસાની જ પૂંજા થાય છે.

આજે મંદિરો મહીં, ના ઇશ્વર પૂંજાય
પણ જો નીરખી જોઇએ, તો પૈસા પૂંજાય.

વળી આજે કેટલાંક મંદીરોમાં ઘણી જાતનાં ધતીંગો ચાલી રહ્યાં છે; કે જે વાત શાસ્ત્રમાં કોઇપણ જગાએ જોવામાં આવતી નથી.

'રામ' કહે આ મંદિરો, ઉઘાડ બંધ જ થાય
પડદા ખોલે ને પડે, જેમ નાટકમાં થાય.

આવી રીતે હું એમ કહેવા માગતો નથી કે મંદિરો ના જોઇએ. મંદિરો તો અવશ્ય હોવાં જ જોઇએ. પરંતુ ઉપર મુજબનાં મંદિરો તો ન જ હોવાં જોઇએ. તો પછી મંદિરો કેવાં હોવાં જોઇએ ? એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. શ્રી કલિગીતામાં 'રામ' લખે છે કે—

રામ કહે છે તો પછી, મંદિર કેવાં હોય ?
રાત દિવસ ખુલ્લાં રહે, કરે દર્શન સહુ કોય—૧.
વિશાળ મૂર્તિ હોય ને, આભુષણ ના હોય
ને રંગો મૂર્તિ પર, ભાત ભાતના હોય—૨.
રામ કહે ભગવાનની, વિશાળને શુરવીર
મૂર્તિથી વાતાવરણ, સદા રહે ગંભીર—૩.
રામ કહે મંદિરને, મોટો ઘુમ્મટ હોય
ને તેની પર કેસરી, ધ્વજ ફરફરતો હોય—૪.

આ મંદીરની મધ્યમાં, હોય મહા ચોગાન
સ્તુતિ કરે ભેગા મળી, સૌ હિન્દુ સંતાન—૫.
ધતીંગને આડંબરો, અને દલાલ ધમાલ
રામ કહે ના જોઇએ, હવે મંદિરો માંય—૬.

હિન્દુઓનાં મંદિરોમાં ભગવાનની વિશાળ અને શસ્ત્રોથી સુસજ્જિત દસ ફુટ ઉંચી સીમેન્ટની કે પત્થરની શુરવીર મૂર્તિ હોવી જોઇએ. એ મૂર્તિ એવી રંગ રોગાન કરાવવી જોઇએ કે આબેહુબ ગીતા પ્રેસનું ચિત્ર જ જોઇ લો. મૂર્તિઓને કપડાં અને દાગીના પહેરાવવાની પ્રથા તેમજ પડદા ખોલવાની અને પાડવાની પ્રથા નાબુદ કરવી જોઇએ. મંદિર સવારનાં પાંચ વાગ્યાથી રાતના દસ વાગ્યા સુધી ખુલ્લું જ રહેવું જોઇએ; અને હિન્દુ માત્રને તેમાં દાખલ કરવો જોઇએ. પરંતુ ગંદા મનુષ્યને તો કદી પણ દાખલ કરવા નહિં. અસ્વચ્છ અને સ્વચ્છંદી મનુષ્યો માટે તો હિન્દુ મંદિરમાં કે હિન્દુ સમાજમાં કોઇ પણ જગાએ સ્થાન જ નથી.

હવે મૂર્તિ ક્યા દેવની રાખવી ? એ પ્રશ્ન આપણને મુંઝવે છે. હિન્દુઓના મુખ્ય દેવો પણ છે. રામ, કૃષ્ણ અનેશિવ. એક દેવીશક્તિ છે. અને બીજા બે હનુમાન અને ગણપતિ. આ ૭ દેવોની વિશાળ મુર્તિઓ મંદિરમાં હોવી જોઇએ. એટલે જેને જે દેવને ઇષ્ટદેવ તરીકે માનવા હોય તેને માને. પરંતુ બધાયને ભેગા થવાનું સ્થાન તો એક જ અને મંદિરનું નામ "આર્ય મંદિર" આ મંદિરને વિશાળ ઘુમ્મટ હોવો જોઇએ; અને તેના ઉપર ભગવો ઝંડો ફરફરવો જોઇએ; તેમજ ૭ દેવ મુર્તિઓના ૭ ઓરડાઓ જોઇએ.

મધ્યમાં વિશાળ ચોગાન જોઇએ. બે બાજુ મુસાફરો અને સંન્યાસીઓને રહેવા માટેનાં મકાનો જોઇએ; તથા પાણી વગેરેની સગવડ જોઇએ. વળી પુરુષો અને સ્ત્રીઓ માટેના બે જુદા જુદા

કરવાજાએ જોઈએ. આવાં નવાં મંદિરો મણુ બાંધી શકાય અને જુનાં મંદિરોને પણુ આવાં બનાવી શકાય.

વળી આવી જાતના મંદીરોનો આ વિચાર મેં નવો ઉપસ્થિત કર્યો નથી. આવાં આદર્શ અને પવિત્ર મંદીરો આજે પણુ ભારતની પવિત્ર ભૂમિ ઉપર અસ્તિત્વ ધરાવે છે. પરંતુ જે આવાં નથી તેને સુધારવાની હું અપીલ કરૂં છું. આવી રીતે આપણાં ધર્મસ્થાનો સાચાં સેવાનાં ક્ષેત્રો બને અને મંદીરો સંસ્કાર કેન્દ્રો બને એમ આપણે જરૂર ઈચ્છીશું.

આવાં મંદિરમાં પ્રત્યેક હિન્દુએ દર્શન કરવા અને પ્રાર્થના કરવા રોજ જવું જોઇએ; અને શાંતિ તેમજ શિસ્તપૂર્વક ગંભીરતાથી ઈશ્વરની પ્રાર્થના કરવી જોઇએ. ત્યારબાદ એક કલાક વિદ્વાનોએ અને આગેવાનોએ ધાર્મીક પ્રવચનો કરવાં જોઈએ; અને રાત્રે હરિકીર્તનનો કાર્યક્રમ રાખવો જોઇએ.

મંદિરમાંથી બ્યુગલનો નાદ સંભળાય કે તુરત જ સર્વ હિન્દુઓએ મંદિરમાં એકત્ર થવું જોઇએ. તથા ધર્મનો, દેશનો અને ભગવાનનો જયઘોષ મચાવવો જોઇએ.

ૐ.........રામાય.........નમઃ ।

ૐ.........કૃષ્ણાય.........નમઃ ।

ૐ........ નમઃ.........શિવાય ।

# પ્રકરણ ૧૬

## ખેતી અને ગાય

રામ કહે આ જગતનો, ખેડૂત બાપ ગણાય
કારણ કે તે પોષતો, જગને આપી ધાન

ખેડૂત એટલે કોણ? ખેડૂતને આ જગતનો બાપ કેમ કહ્યો? કારણ કે તે આખા જગતને ધાન્ય આપીને પોષી રહ્યો છે અર્થાત્ જીવાડી રહ્યો છે. જો ખેડૂત ખેતી કરવાની છોડી દે તો જગત જીવીજ શકે નહિં. કારણ કે પછી તો ના મળે અનાજ, ના મળે કઠોળ, ના મળે શાકભાજી, ના મળે તેલ, ના મળે ગોળ, ના મળે ખાંડ, ના મળે કાપડ, ના મળે ચ્હા, અને ના મળે તમાકુ.

ઠીક, ખેતી નહિં કરવાથી અનાજ વગેરે ના મળે તે તો જાણ્યું તેના વિના તો આજના લોકો કદાચ ચલાવી પણ લે. પરંતુ ચ્હા અને બીડી ના મળે તો મોટી ઉપાધી થાય. કારણ કે તેના વિના તો એક ઘડી પણ ચાલે તેમ નથી.

મીઠા લાગે છે મને ચ્હાના એ ઘૂંટડા
જાણે પીવું દિન રાત રે.
ચ્હાના એ ઘૂંટડા

શ્રી કલિગીતામાં 'રામ' લખે છે કે—

આ જગના ખૂણે ખૂણે, ચ્હાદેવી પૂંજાય
ચ્હાના દર્શન કારણે, લોક અધીરા થાય—૧.
ડાહ્યાને મૂરખા સહુ. કરે ચ્હાની ભક્તિ
'રામ' કહે તે ચ્હા હણે, દ્રવ્ય અને શક્તિ—૨.

આજે આ જગતના ખૂણે ખૂણે, ગામડે ગામડે, અને ઘેર ઘેર મહાન એવી 'ચા' દેવીની પૂંજા થાય છે. આજના લોકો સવારના પહોરમાં ચાદેવીનાં દર્શન કરવાને માટે અધીરા બની જાય છે. જ્યાં સુધી ચ્હા પીતા નથી ત્યાં સુધી તેમનાં મગજ ઠેકાણે આવતાં નથી. આજના સમાજ ઉપર ચા અને બીડીએ જબરો વિજય મેળવ્યો છે. બીડીનું બંડલ અને દીવાસળીની પેટી રાત્રે સૂતી વખતે પણ ઓશીકાની નીચે પડેલાં હોવાં જ જોઈએ. સવારમાં ઉઠીને ઇશ્વરને યાદ કરવાનું અને તેની પ્રાર્થના કરવાનું તો બાજુએ રહ્યું; પણ મહાન અને જગતને ઉદ્ધારનારી એવી 'બીડી' નો યજ્ઞ પથારીમાં ને પથારીમાંજ આજનો કહેવાતો પુણ્યશાળી અને બુદ્ધિશાળી મનુષ્ય કરે છે. આવી રીતે આજનો સમાજ ચ્હા અને બીડીનો પરમભક્ત બન્યો છે.

આપણે ખેતીની વાત કરતાં કરતાં ચા અને બીડીની વાતમાં પડી ગયા. હવે આપણે આપણા મૂળ વિષય ઉપર આવીએ. આ જગતના તમામ વેપારનો અને ઉદ્યોગોનો આધાર ખેતી ઉપર રહેલો છે. જો ખેતી ના થાય તો કોઇપણ જાતનો ઉદ્યોગ ચાલી શકે નહિં. હિંદ એ ખેતીપ્રધાન દેશ છે. દેશના ૭૫ ટકા માનવોના જીવનનો આધાર સીધી યા આડકતરી રીતે ખેતી ઉપરજ રહેલો છે. ખેતી એ

આટલો અગત્યનો મહત્વનો વિષય છે. છતાં પણ આપણે અને આપણી સરકાર અત્યાર સુધી તેના તરફ બેદરકાર રહ્યા છીએ. પરિણામે એક મોટા અગ્રેજ અધિકારીના કહેવા મુજબ "હિંદમાં આજે પંદર કરોડ માનવો ભૂખમરાની હદપર જીવે છે." આથી હિંદ માટે ખેતી સુધારણા એ સર્વોત્તમ માર્ગ છે. બીજા કોઈપણ વિકાસ કરતાં ખેતીની પ્રગતિ કરી, મોટા પાકો મેળવવા માટે જમીન સુધારવી, સારાં બીજ આપવાં, ખાતરોની પેદાશ વધારવી, નહેરોની વૃદ્ધિ કરવી, પાણીના કુવાઓ અને ઇલેક્ટ્રીક પંપોથી પાણી આપી ત્રણ પાકો લેવા, અને જંતુ-ઓના નાશના તેમજ ભેલાણ અટકાવવાને બનતા ઉપાયો કરવા એ સર્વ કાર્યો માટે સરકારે દર વર્ષે કરોડો રૂપીઆ વાપરવાની આવશ્યકતા છે.

સર્વોત્તમ એવી ખેતી એ ખાધનો ધંધો કેમ બની? અને પ્રાચીન ભારતનાં સુખી ખેડૂત આજે આવો કંગાલ કેમ બન્યો? તેનાં ઘણાં કારણો છે.

(૧) આજે ગામડાંઓમાંથી બુદ્ધિશાળી અને હોંશિયાર માણસો તો શહેરોમાં ચાલ્યા ગયા છે. પરિણામે ખેતી તે અણઘડ પ્રજાના હાથમાં રહી છે. જેથી તેમાં આધુનિક વૈજ્ઞાનિક ઢબથી યોગ્ય પ્રગતિ સાધી શકાતી નથી. માટે કેળવણી પામેલા લોકો જ્યારે પોતાનું લક્ષ ખેતીવાડી અને ઢોરઉછેર તરફ દોડાવશે ત્યારે હિંદમાં આનંદ તથા સુખનો સૂર્ય ઉગ્યો ગણાશે—

(૨) રામ કહે આજે કૃષિ, છે વર્ષા સટ્ટો
તેથી ખેતી નામને, લાગે છે બટ્ટો.

હિંદની ખેતી એ વરસાદનો સટ્ટો છે. થોડા વરસાદના અભાવે ચોમાસાની તમામ ખેતીનો નાશ થાય છે, અને ખેડૂતે કરેલી સઘળી

મહેનત બરબાદ જાય છે. માટે ખેડુત પાસે હંમેશાં કુવાની **સગવડ** હોવી જોઈએ, અગર તો ઈલેક્ટ્રીક પંપો દ્વારા ખેડુતને તેના **સંકટના** કાળમાં પાણી મળી શકે તેવી સગવડ હોવી જોઈએ. જેથી **તેની** ચોમાસુ ખેતી બરબાદ જાય નહીં, અને તે દુકાળના સંક**ટમાંથી** બચી શકે.

(૩) આજના ખેડૂત પાસે જમીનના નાનાં નાનાં ટુકડાઓ **જુદે** જુદે સ્થળે હોવાથી અને તે ગામમાં રહેતો હોવાથી તે પાકને બીલકુલ સાચવી શકતો નથી. જેથી તેનો ઘણોખરો માલ ભેલાણથી નાશ પામે છે. પરિણામે તે ભીખ માગતો થાય છે.

(૪) આજનો ખેડૂત ગાય ઉછેર કરવાનું ભૂલી ગયો છે. **જેથી** જમીનને ખાતર મળતું નથી, અને તેને ઘી દુધ મળતું નથી. ખાતર નહિ મળવાથી જમીન દિનપ્રતિદિન કસ વિનાની બનતી જાય **છે.** પરિણામે માલ ઓછો પાકે છે. અથવા તો તેને ભારે કિંમત આપીને ખાતર ખરીદવું પડે છે. ગાય ઉછેર નહિં કરવાથી ખેડુત બળદો **પણ** મેળવી શકતો નથી. પરિણામે તેને ઘણી જ ભારે કિંમત આપી બળદો ખરીદવા પડે છે.

(૫) પાણીની અને પાણીના સાધનોની યોગ્ય સગવડ **નહિં** હોવાથી ખેડુત શીયાળુ તથા ઉનાળુ પાકો લઈ શકતો નથી; અને **તેથી** કરીને તે બધો સમય ખેડુત કંઈપણ ઉદ્યોગ નહિં કરતાં બેકાર સ્થિતિમાં વીતાવે છે. અને શીયાળાની તથા ઉનાળાની શાકભાજીની વાડીની આબાદ કમાણી ગુમાવે છે.

(૬) આજે ખેડુત અનાજ, તેલીબીયાં વગેરે કાચો માલ નજીવા ભાવે વેચી દઈ જરૂર પડયે મોંઘા ભાવે ખરીદે છે. જેથી તેને ડબલ નુકશાન થાય છે.

(૭) તેલીબીયાંનું ઉત્પન્ન જમીનમાંથી લે છે પણ તે બહાર વેચી દેતો હોવાથી ખોળનું ખાતર જમીનને આપી શકતો નથી. આ રીતે તેલીબીયાં નહિં પણ જમીનનો કસ વેચી દે છે. અને નફાને બદલે મુડી પણ ગુમાવે છે. આ પ્રમાણે જમીન દિન પ્રતિદિન કસ વગરની થાય છે. અને જોઇતું ઉત્પન્ન લઇ શકતો નથી.

(૮) આજે ખેડુત મોટું વ્યાજ અને વટાવ ભરે છે. છતાં જોઇએ તે વખતે જોઇતાં નાણાં મેળવી શકતો નથી. અને ખેતીની તક ગુમાવે છે.

(૯) આર્થિક સંકડામણને લીધે તે સારા બી અને સારાં અને પૂરતાં ખેતીનાં સાધનો વસાવી શકતો નથી.

આવાં આવાં અનેક કારણોને લઈને આજની ખેતી એ ખાધનો ધંધો બની છે. બાકી તો કોઈ સૌ જાણે છે કે ખેતીમાં એક કણમાંથી અનેક કણ ઉત્પન્ન થાય છે.

ગામડાંઓની ગરીબાઈનું બીજું કારણ ગૃહઉદ્યોગોનો નાશ છે. જ્યાં આગળ શીયાળુ તથા ઉનાળુ પાક ન જ થઇ શકે તેમ હોય ત્યાંના ખેડુતોએ તે સમય નકામો ગુમાવવો જોઇએ નહિ. આને માટે ગામડાઓમાં ખાસ કરીને કાંતણ અને વણાટના ઉદ્યોગોનો પુનરૂદ્ધાર કરવાની પદ્ધતિ વિના વિલંબે દાખલ કરવાની આવશ્યકતા છે. બાકી છ માસ સુધી આળસુની પેઠે બેસી રહેવાથી કંઇ સુખી થવાશે નહિ. શ્રી કલિગીતામાં 'રામ' લખે છે કે—

રામ કહે નરદેહનો, આળસ શત્રુ મહાન<br>
ના બંધુ ઉદ્યમ સમો, કરે નહિં નુકશાન—૧<br>
જગે ઉન્નતિ માત્રનો, ઉદ્યમ છે આધાર<br>
દરવાજો ફત્તહનો, મનનો દઢ વિચાર—૨

આળસ એ છે આ જગે, પડતીનો પાયો
રામ કહે ઉદ્યોગ છે, ચઢતીનો પાયો—૩
ફતેહ ભેટે છે નકી, ઉદ્યોગી નરને
રામ કહે ઉદ્યમ કરો, છોડી આળસને—૪

હવે આપણે ગાય વિષે થોડી વાત કરીશું. આપણી પ્રાચીન સંસ્કૃતિમાં ગાયનું સ્થાન કેટલું ઊંચું હતું તે આપણે જાણીએ છીએ. રાજાઓને પણ ગૌબ્રાહ્મણ પ્રતિપાળનું બિરદ ધારણ કરવામાં માન અને ગર્વનો અનુભવ થતો. રાજા ગાય અને બ્રાહ્મણનો રખેવાળ ગણાતો. ત્યારે આજના રાજાઓ કેવા છે? આજના રાજાઓ વિલાયતના વાયરામાં આંધળા બની ગયા છે. પરદેશીનું અનુકરણ તેમનામાં કેટલી હદે પ્રવેશ્યું છે, તેનો એક નમુનો જોવા જેવો છે. કાઠિયાવાડના એક રાજાના ફરમાનોઃ—

(૧) રસાલાના કોઇપણ માણસે મૂછો રાખવો નહિં અને હોય તેણે કાઢી નંખાવવી.

(૨) ચકલાંને ચણ નાખનારનો રૂા. ૫૧ દંડ કરવામાં આવશે.

(૩) અનાજની તંગી ટાળવા માટે માંસ મચ્છી ખાવાનો પ્રચાર કરો

હવે ગાયની તે વળી વાત જ કયાં રહી? ગાય ખેતીને માટે કિંમતી બળદો પુરા પાડે છે, જમીનને ખાતર પુરૂં પાડે છે, અને આપણને દૂધ, દહી, છાશ, ઘી વગેરે ખાવાને આપે છે. માટે ગાય એ ખેતીને મદદરૂપ એક તેનું અંગ છે.

એક પશ્ચિમનો તત્ત્વવેત્તા કહે છે કે—
" protect cow, she will protect your whole

family. " ગાયની રક્ષા કરો એટલે તે તમારા આખા કુટુંબની રક્ષા કરશે.

આપણાં શાસ્ત્રો ગૌરક્ષા કરવાનું પોકારી પોકારીને કહે છે. આપણા શ્રીકૃષ્ણ ભગવાને તો ગાયોના સાચા ગોપાળ બની, તેને પ્રાણપ્રિય ગણી, તેની જીવના ભોગે સેવા અને રક્ષા કરી એક જ્વલંત ઇતિહાસ મહાભારતમાં ખડો કર્યો છે; અને ગૌરક્ષાનો પ્રત્યક્ષ કિંમતી બોધ આપ્યો છે. પૂજ્ય ગાંધીજી પણ ગૌરક્ષા માટે તેવી જ અદ્ભુત તમન્ના અને અનહદ લાગણી ધરાવે છે. તેમ છતાં આજે આપણે ગાય તરફ તદ્દન બેદરકાર રહ્યા છીએ. પરિણામે ગાયોની દિનપ્રતિદિન વધુ ને વધુ અધોગતિ અને દુર્દશા થતી જ જાય છે.

આજે આપણે હાડપિંજર જેવી કરૂણ હાલતમાં ઉકરડાઓમાં ભટકતી અને શેરીએ શેરીએ રખડી લોકોના માર ખાતાં ખાતાં પરાણે પેટ ભરતી ગાયો શું જોતા નથી ? કેટલીક ગૌશાળાઓ અને પાંજરાપોળો લાખો રૂપીઆના પબ્લીક ફંડોથી ચાલે છે, અને ગાયોના નામે રેલ્વે ટ્રેનોમાં ઢગલાબંધ ઉપદેશકો પૈસા ઉઘરાવે છે, અને તે છતાં અસંખ્ય ગાયો આપણી જ બેદરકારીથી કતલખાને જાય છે અને તે જાણી આપણે ક્ષણભર દુઃખી થવાનો ડોળ પણ કરીએ છીએ. પરંતુ તેના સાચા અને સંગીન કાયમી ઉકેલ માટે કયાં કશો ભગીરથ પ્રયત્ન જ કર્યો છે ? કે કોઇ સંગીન અને સક્રિય યોજના તેને માટે અમલમાં મુકાઇ છે ?

ગાયોના ઉદ્ધારને માટે એવો શું ઉપાય કરવો કે જેથી ધંધાની અને આર્થિક દૃષ્ટિથી ગાયનું પાલન થાય, તેની ઓલાદ સુધરે, તેના થી દુધનું ઉત્પન વધે, તેની સંખ્યામાં દિન પ્રતિદિન વધારો થતો

રહે અને કતલખાને જતી બચે? છે આ બધાનો કોઇ સાચો સક્રિય અને રામબાણ ઉપાય? હા છે; તેનો જવાબ આપણી પવિત્ર ગીતામાંથી મળી રહે છે. ગીતામાં શ્રી કૃષ્ણભગવાન સ્વમુખે તેનો સચોટ ઉપાય દેખાડે છે કે, ગાયની રક્ષા કરવી હોય તો સાથે સાથે ખેતી કરો, અને તેને લગતી બધી ચીજોનો વેપાર કરો; અર્થાત્ **कृषि गोरक्ष वाणीज्यम्** એ ત્રણે કામ સાથે કરો તો જ તમે ફળીભૂત થશો. ભગવાનના આ પ્રેરક સંદેશામાં અદ્‌ભૂત જાદુ અને ઉંડું રહસ્ય સમાએલું છે. એકલી ખેતી કે એકલી ગૌરક્ષા કદી પણ નફાકારક નીવડનાર નથી. કારણ કે તે એકબીજાના આધારે રહેલાં છે. આ માર્ગે ચાલવાથી આર્થિક અને ધાર્મિક બેઉ દૃષ્ટિએ આપણું કલ્યાણ થશે.

ગાયોને માટે ઘાસ ઉગાડવાને અથવા ખેતી કરવાને જેટલી જમીન હોય તેના પ્રમાણમાં ગાયો વસાવવાથી તે નફાકારક નીવડે છે. કારણ કે ઘાસ વગેરે વેચાતું લાવીને ગાયોને ખવડાવવાનું બીલકુલ પોસાય તેમ નથી. સાધારણ રીતે એક વીઘે એક ગાય રાખી શકાય.

ગાયની સંખ્યા દરેક વર્ષે ચક્રવર્તી વ્યાજની માફક વધતી જાય છે. આજે જો આપણે સારી બે ગાયો આપણે ઘેર રાખીએ તો દશ વર્ષ પછી આપણા આંગણે લગભગ પચાસ ઢોર ફરતાં દેખાશે—જેમાં કેટલીક ગાયો અને કેટલાક બળદો હશે. આને ગૌમાતાની લીલા કહી શકાય.

આ ઉપરાંત ગાયના હાડકાંમાંથી મળતું ખાતર, તેના ચામડાના પગરખાં વગેરે વસ્તુઓ દ્વારા મૃત્યુ બાદ પણ ગાય આપણને સુંદર સેવા આપી જાય છે.

વળી સખ્ત મજુરી કરનાર ખેડૂતને દૂધ, ઘી, છાશ જેવા પોષક પદાર્થો આંગણે ગાય હોય તોજ મળી શકે છે. છાશ માટે કહેવાય છે કે ઇંદ્રને અમૃત મળે છે પણ છાશ તો તેને દુર્લભ છે. વૈદિક શાસ્ત્ર તો છાશ ને મૃત્યુલોકનું અમૃત કહે છે.

આમ હિંદે પોતાના આર્થિક વિકાસ માટે તેના મુખ્ય પ્રતિક રૂપ ગાયના પ્રશ્નને પ્રથમ જ હાથ ધરવો પડશે; અને પછી ખેતી સુધારણાનો વિષય હાથ ધરવો પડશે; તોજ હિંદની આર્થિક દશા સુધરશે—શ્રીકલિગીતામાં 'રામ' લખે છે કે—

દહીં દૂધને પામે નહિં, આજે ભારત બાળ
ગૌધન આ ખોવાય છે, ચેતોને તત્કાળ—૧.

આજે ક્રૂરજનો થકી, ગાયો ઘણી કપાય
તેથી ભારત વર્ષની, અધોગતિ આ થાય—૨.

રામ કહે ગાયો તણું, જો રક્ષણ કરાય
દેશતણી સંપતિને, સુખની વૃદ્ધિ થાય—૩.

ઉપર જણાવ્યા પ્રમાણેની પ્રથમ સક્રિય, સંગીન અને વિશાળ યોજના "ધી ગુજરાત કલેકટીવ ફાર્મસ, લીમીટેડ" તે નામની કંપનીએ અમદાવાદમાં ઉપાડી લીધી છે. તે ખરેખર આનંદની વાત છે.

## પ્રકરણ ૧૭

## કલિનો પ્રભાવ

**રામ કહે આજે જગે, કલિ કરે છે રાજ**
**પડયો પ્રભાવ કલિતણો, સૌ માનવ પર આજ.**

આજે સંસારમાં દરેક માનવ ઉપર કલિએ ઓછા યા વત્તા પ્રમાણમાં પોતાનો પ્રભાવ પાડયો છે. પરિણામે ઘણા લોકો ખોટા મોહમાં ફસાઇને આડે માર્ગે ચાલે છે.

આવા કલિયુગના લોકો રે, ખાશે જમડાનો ધોકો રે—(ટેક)
ભૂખ્યા સાધુને મુઠી ના આપે, દાન કરે ન લગાર
સરકાર આપો ટેક્સ માગે ત્યારે, આપે રૂપીઆ હજાર—આવા ૧
સાળા સાઢુને રોજ જમાડે, ભાઇ સાથે કરે વેર
બેન ભાણેજા ઘેર આવે તો, લાગે રે કડવાં ઝેર—આવા૦ ૨.
સાસુ શીખામણ વહુ ના માને, ઉલટી દબાવા જાય
દીકરા વહુનો પક્ષ વળાલે, ઠપકો આપવા જાય—આવા૦ ૩.
ઘરમાં રાજ નારીનું ચાલે, ભાઇનું ચાલે ન કાય
માતપિતા છોને બૂમો રે પાડે, સાંભળે ના તે જરાય—આવા૦ ૪.

સ્વચ્છંદતાથી પતિ ત્યાગીને, નારી કરે વ્યભિચાર
પતિવ્રતાનો ધર્મ ન જાણે, પાપ કરે હદપાર—આવા૦ ૫.
દારૂ પીએ ને દ્યુત રમે વળી, સંગ કરે પરનાર
કન્યાઓના પૈસા રે લેતાં, પાપી બીએ ન લગાર—આવા૦ ૬.
ખોટા અધર્મના પંથે ચઢયા તે, ઇશ્વરના ગુનેગાર
'રામ' કહે છે હે જન સુણો, ખાશે તે જમનો માર—આવા૦ ૭.

આપણે સમજવું જોઇએ કે જેમ કુવો ખોદાવ્યા પછી જો ખારૂં પાણી નીકળે તો આપણને કેટલી બધી દીલગીરી થાય છે; તેમ પ્રભુએ આપણને અહીં ધર્મ કરવા મોકલ્યા અને ઉત્તમ એવો મનુષ્ય દેહ આપ્યો, છતાં જો આપણે પાપ કરીએ અને અધર્મના ખોટા માર્ગે ચઢી તેને નકામો ગુમાવીએતો તેથી પ્રભુને કેટલી બધી દીલગીરી થશે ! આ જીંદગીમાંનો જે દિવસ ગયો તે કરોડો સોના મહોરો આપતાં પણ પાછો ખરીદી શકાતો નથી.

માટે હે સુજન, તું જન સેવા અને પ્રભુ ભક્તિના મહાન અને પવિત્ર સુપંથ ઉપર આગર ધપ. છતાં પણ જો કોઇવાર ગુન્હો કરવાનું મન થઇ જાય તો જરા થંભી જવું. ઇશ્વર સાથે સંબંધ સુધારવો છે. કે બગાડવો છે એ ઉપર વિચાર ચલાવવો અને પછી ગુન્હો કરવો કે ના કરવો એ નક્કી કરવું. આ રીતે વિચાર કરવાથી ઘણા લોકો છેલ્લી ઘડીએ પણ પાપ કરતાં અટકી ગયા છે. તું પણ અજમાવી જોજે.

પરંતુ થઇ ગયેલાં પાપોનું ખરૂં પ્રાયશ્ચિત શું ? હૃદયનો સાચો પસ્તાવો. કલાપીએ લખ્યું છે કે—

મંદાક્રાન્તા.

હા પસ્તાવો, અમૃત ઝરણું, સ્વર્ગથી ઉતર્યું છે
પાપી તેમાં, ડુબકી મારી, પુણ્યશાળી બને છે.

## પ્રકરણ ૧૮

## દુનિયા દરિયો દુઃખનો.

દુનિયા દરિયો દુઃખનો, દુઃખ કહ્યાં નવ જાય
આધિ વ્યાધિ ઉપાધીની, હોળી ના હોલાય--૧

સુખનું તો ઝરણું વહે, દુઃખ દરિયો સંસાર
દુખ છે તન મન ધન તણું, કુટુંબ કલેશ અપાર--૨.

ઝોલા ખાતો માનવી, દુખ દરિયાની માંય
પાણી સુખ ઝરણા તણું, તેનાથી ન પીવાય--૩.

રામ કહે છકીના જવું, સુખ તણા સમયે
ને હિંમત ના હારવી, દુઃખ તણા સમયે--૪.

દુઃખના દરિયામાં ઝોલા ખાતો માનવી સુખના ઝરણાનું પાણી પી શકતો નથી. સંસારમાં સુખ કરતાં દુઃખ એક હજારગણું વધારે રહેલું છે. આ દુનિયા રૂપી દરિયામાં આપણે હોડ મૂકવાની છે, અને રસ્તામાં આવતાં સુખદુઃખનો અનુભવ કરતાં કરતાં, જન સેવા અને

પ્રભુ ભકિત રૂપ નાવડી પકડી રાખી અંતે પાર ઉતરવાનો પ્રયત્ન કરવાનો છે; અને સાચું સુખ પ્રાપ્ત કરવાનું છે.

રાગ —(પ્રેમળ જ્યોતિ)

મૂક દરિયામાં દોટ, મુસાફીર, મુક દરિયામાં દોટ. (ટેક)
સુખ દુઃખની આ દરિયા માંહી, આવે ભરતી ઓટ
તું રાખ ભરોસો સીતાવરનો, નહિં લાગશે ચોટ. મુસાફીર૦ ૧.

વિઘ્ન ઘણાં આવે જીવનમાં, માનવ દેહ અમોલ
શુરા હશે તે અડગ રહેશે, કાયર ડોલમ ડોલ—મુસાફીર૦ ૨.

આ દુનિયા છે દુઃખનો દરિયો, દેખાયે ઘનઘોર
સાચું સુખ મેળવવું કઠિન છે, ભકિત વિના જગચોર—મુસાફીર૦ ૩.

જન સેવાને પ્રભુભકિત રૂપ, નાવ પકડ વદી ૐ
'રામ' કહે છે હે જન સુણો, પાર કરે હરી ૐ—મુસાફીર૦ ૪.

ભકત પ્રીતમદાસ પણ કહે છે કે—

રહીએ ઈશ્વરને આશરે, ધારી ધારણ ધીર
સુખ દુઃખ એણી પેરે આવશે, જેમ નારિયેળમાં નીર.
કરીએ શ્રી કૃષ્ણ ઉપાસના.

## પ્રકરણ ૧૯

## જનસેવા અને પ્રભુ ભક્તિનો મહીમા.

**દીનજનની સેવા કરો. જનમીને જગમાંય**
**રામ કહે ભવ સિંધુથી, એ તરવાનો ઉપાય**

ઈશ્વરને પામવા માટે લોક સેવા એ એક મોટો રાજમાર્ગ છે. લોકસેવા એ પ્રાચીન ભારતનો મહામંત્ર હતો. લોકસેવા, જનસેવા, સમાજસેવા કે દેશસેવા બધું એકનું એક જ છે. જનસેવા એ સાચી પ્રભુસેવા છે. માટે આપણે જો પ્રભુને રાજી કરવા હોય; તો અવશ્ય જનસેવાનો માર્ગ ગ્રહણ કરી લેવો જોઇએ. જનસેવા એટલે પરોપકાર, જનસેવા એટલે કોઈપણ જીવનું તન, મન, કે ધનથી ભલું કરવું તે, અને જનસેવા એટલે આશીર્વાદોની કમાણી. માટે આપણે આ દુર્લભ એવું મનુષ્યજીવન ફોગટ ના ગુમાવતાં જનસેવા કરી આશીર્વાદોની સાચી અને સારી કમાણી કરવી જોઇએ.

**રાગ—રાસડો.**

(હાંરે) આવું મોંધું આ જીવતર જાય રે—ફરીએ સેવાના પંથમાં
તેને ફોગટ કેમ ગુમાવાય રે—ફરીએ સેવાના પંથમ —(ટેક)

### સાખી.

પ્રભુ કહે જેણે મને, રાજી કરવો હોય
તેણે મારા જનતણી, સેવા કરવી રોજ.
મારો આત્મારૂપે બધે વાસ રે—ફરીએ૦
એ તો મારી સેવા છે ખાસ રે—ફરીએ૦ ૧

### સાખી.

જે માણસ હરીને ભજે, જનમીને જગમાંય.
પણ જગના માનવતણું, ના ઇચ્છે કલ્યાણ.
રાખે મિત્રાઇ તે પિતા સાથ રે—ફરીએ૦
રાખે વેર તે દીકરા સાથ રે—ફરીએ૦ ૨

### સાખી.

ને જે નર માનવતણું, ભલું કરેજ સદાય
પણ ના પ્રેમથકી ભજે, જગતપતિ રઘુરાય.
રાખે દોસ્તી તે દીકરા સાથ રે—ફરીએ૦
રાખે વેર તે બાપની સાથ રે—ફરીએ૦ ૩

### સાખી.

'રામ' કહે માટે તમે, હે ભારત સંતાન
દીનજનની સેવા કરો, અને ભજો ભગવાન.
એથી મળશે મોંઘી આશિષ રે—ફરીએ૦
એથી રાજી થશે જગદીશ રે—ફરીએ૦ ૪

માટે આપણે સમાજની સેવા કરવી જોઇએ; સમાજ એ તો એક જીવંત દેહ છે. વિરાટ પુરુષ ભગવાન જગન્નાથનો વિરાટ દેહ છે. નિંદા, કુથલી કે ખાલી વિતંડાવાદમાં ઉતર્યા વગર એ દેહને લાગેલા રોગનું નિવારણ કરવા માંડો. પરસ્પરના ઘાત અને પ્રતિઘાતના પરિણામે એ

વિરાટ દેહ ક્ષત વિક્ષત બની ગયો છે. એમાં ઉંડા ઘા પડયા છે. તેને સેવા અને સહાનુભૂતિના મલમપટ્ટાથી રૂઝવવાની પ્રવૃત્તિ હાથ ધરો. એ જખમો પર પુનઃ પ્રહાર કરી તેમને વધારે વિકરાવવાની અને વધારે પીડાકારી બનાવવાની આદત છોડી દો. સમાજે આપ બળે જ પોતાનો માર્ગ નકકી કરીને આગળ વધ્યે જવાનું છે. મિલન, સખ્ય, ઐક્ય, અને સંઘબળદ્વારા સમાજના હૈયામાં મહાશક્તિનો સંચાર કરવો; સર્વે હિન્દુઓને સનાતન હિન્દુ ધર્મના ભગવા ઝંડા નીચે એકત્ર કરવા, હિન્દુધર્મ અને હિન્દુજાતિનું રક્ષણ કરવાની હિંમત અને તાકાત કેળવવી, અને જાહેર જનતાને દેશદ્રોહીના બનતાં દેશપ્રેમી બની, આઝાદીના પંથે આગળ ધપવાનો પુનિત આદેશ આપવો, એજ આજના સમાજ સેવકોનું કર્તવ્ય છે. સમાજમાં પૈસોજ માત્ર ભલાઈ કરી શકતો નથી. પરોપકારમાં શારિરીક ભોગની કિંમત પૈસા કરતાં પણ વધારે છે.

કેટલાક લોકો કહે છે કે અમે તે પેટનું કામ કરીએ, ઘરનું કરીએ, સમાજનું કરીએ કે દેશનું કરીએ? કેટકેટલાં કામ કરીએ! પછી વૈતરૂ કરી કરીને માંદા પડીયે ત્યારે અમારી શી હાલત? તેમને હું પૂછું છું કે કામ નહિં કરવાથી માંદા નહિં પડવાની તમોને ખાત્રી છે? આ અમૂલ્ય મનુષ્ય અવતાર પ્રભુએ તમોને શું એસી રહેવા કે તમારા ઘરનું જ કામ કરવાને આપ્યો છે? તેનો તો પરોપકારમાં જેટલો બને તેટલો કસ કાઢવો જોઇએ. કામ કરવાથી તબીયત બગડતી નથી; પણ કામ કરવાની આળસ અને કંટાળાથી તબીયત બગડે છે. ખૂશ મિજાજથી અઘરામાં અઘરાં કામ પણ સહેલાં બની જાય છે. તકલેદી મોજમઝાહરૂપી આળસમાં ડૂબેલા રહેવાને લીધે જ ઇંદ્રિયો વશ રાખવાનું કામ કઠિન જણાય છે. બાકી એ આળસ એકવાર સદાને માટે ખંખેરી નાખવામાં આવે તો ઇંદ્રિયનિગ્રહ સ્વાભાવિક બની જાય છે.

માટે હવે આપણે આપણા આત્મકલ્યાણની ખાતર તેમજ સમાજ

કલ્યાણની ખાતર પ્રમાદ, આળસ, અને કાયરતાને લાત મારી જનસેવા, દેશસેવા અને પ્રભુભક્તિના પવિત્ર માર્ગને અપનાવી લેવા જોઈએ.

રાગ—(રાજીયાનો)

વીરા સંત સાચાની વાણી સૂણીએ— (૨૬)
ભાથુ બાંધ્યું બહુ આ લોકનું, ભેગા કીધા બહુ દામરે
નારી માટે ઘરેણાં અંબર લાવીયા, કીધાં સંસારનાં કામરે—વીરા૦ ૧.

દાન કરો તમે દીન અપંગોને, કાં થાઓ છો અકારા રે
હરિના દરબારે તને પૂછશે, મારશે સોટાના મારા રે—વીરા૦ ૨.

સુણોને તમે સંત આગન્યા, જનસેવા જે કરશે રે
દેશસેવા ને પ્રભુભક્તિથી, કલિએ મુક્તિ મળશે રે—વીરા૦ ૩.

શુરા હશે તે હિન્દુધર્મ રક્ષવા, બહાદુરીથી લડશે રે
કાયર હશે તે પરધર્મને, વધાવી ધારણ કરશે રે—વીરા૦ ૪.

સમજી ભાથુ બાંધો પરલોકનું, કરીને દીન સેવા રે
કહે 'રામ' સુણોને ગુરુવાણીને, રીઝશે જગદેવા રે—વીરા૦ ૫.

હે મનુષ્યો, આ માનવ દેહરૂપી હીરો ફરી ફરીને હાથ નહિં આવે માટે તેનો સદુપયોગ કરો. હે જીવો, જ્યાં સુધી પ્રભુએ મોતના વોરંટ ઉપર અને નરકમાં નાખવાના ઠરાવ ઉપર સહી કરી નથી, તે પહેલાં આપણે પાપ કરવાનાં છોડી દેવાં જોઈએ; અને શ્રદ્ધાથી શ્રી હરિની ભક્તિનો આરંભ કરવો જોઈએ.

વળી મોડું કે વહેલું આપણે અહીંથી જવાનું તો છેજ. આપણા માથા ઉપર ભમતો કાળ, આપણને કયે દિવસે સ્વાહા કરી જશે, તેની આપણને ખબર નથી.

અબ જાગ મુસાફીર! રામ વદો
તુજ શીર પે કાળ ભમી જ રહ્યો.

માટે આપણે શ્રદ્ધાથી રામને પોકાર કરવો જોઇએ. પરંતુ જો રામ ઉપર શ્રદ્ધા 'અને વિશ્વાસ ન હોય તો શું થાય? જેમ લગામ વગરનો ઘોડો તેના ઉપર બેઠેલા સ્વારને ખાડામાં નાખી દે છે, તેમ વિશ્વાસ વિનાનું મન મનુષ્યને નરકના ખાડામાં નાખી દે છે.

આજના માનવોની શ્રદ્ધા કેવી છે? આજના ચંચળ મનધારી માનવોને જો વેપારમાં ખૂબ તડાકો પડે કે વારસામાં ખૂબ દોલત મળે ત્યારે તેઓ કહે છે કે ભગવાનની રહેમ છે. અને ધંધામાં ખોટ જાય છે ત્યારે તે જ માણસ કહે છે કે ભગવાનને ત્યાં ન્યાય જ કયાં છે? મતલબ હોય ત્યારે ભગવાન દયાળુ અને દુઃખ આવી પડતાં ભગવાન અન્યાયી! એવા દ્વિમુખી પ્રીતિવાળા ઉપર ભગવાન પણ ક્યાંથી પ્યાર રાખી શકે? ભગવાન તો એકધારી શ્રદ્ધાનો જ ભૂખ્યો છે.

આપણે તેને આશ્રયે જવું જોઈએ ઝાડની નીચે બેસવાથી પણ છાયા અને ફળ મળે છે તો પ્રભુને આશ્રયે રહેવાથી કેટલું બધું મળશે? કારણકે પ્રભુને આશ્રયે રહેવાથી અને પ્રભુના ભક્ત થવાથી પ્રભુ આપણને તેના પોતાના ગણે છે. "હું ભક્તોનો છું અને ભક્તો મારા છે." એ પ્રભુની અમર પ્રતિજ્ઞા છે. સર્વાત્મભાવે સમર્પણ અને અખંડ પ્રેમથી સર્વ કાંઇ સાધ્ય છે.

શાસ્ત્રમાં કલિયુગને માટે કીર્તન ભક્તિ એ જ સહેલો અને શ્રેષ્ટ માર્ગ કહ્યો છે. કમર કસીને ભજન કર્યા વિના ભવસાગર કોઈ તરી શકયું નથી અને તરી શકે નહિ. અને દીલને ખરો રંગ ચઢાવ્યા વિના કોઇનું ભજન ફળ્યું નથી અને ફળી શકે નહિ.

જે મનુષ્ય ભક્તિના નાવમાં બિરાજે છે; તેનો નાવિક રામ થાય છે; અને તેને આ ભવસાગરથી તારી દે છે. માટે જેમ આપણે કેપ્ટન

ઉપર વિશ્વાસ રાખીને આગબોટમાં બેસીએ છીએ; તેમ પ્રભુ ઉપર વિશ્વાસ રાખીને ભક્તિરૂપી આગબોટમાં બેસી જાઓ. પરંતુ આપણને માયારૂપી સાપ કરડેલો છે, અને આપણાં હૃદયને અજ્ઞાનનાં તાળાં વાસેલાં છે. તેથી આપણે એ આગબોટમાં બેસી શકતા નથી, જેમ આપણા ઘરનું તાળુ ઉગાડવા માટે ચાવીવાળાની જરૂર પડે છે, તેમ આપણા અંતરનાં તાળાં ખોલવા માટે સદ્ગુરુની જરૂર પડે છે. ગુરુ મનુષ્યને જ્ઞાનનો ઉપદેશ આપે છે અને તે જ્ઞાનથી મનુષ્યના મનમાં ભક્તિનો ઉદય થાય છે. એ રીતે ગુરુ શિષ્યને ભવસાગરથી તારી દે છે.

રાગ—હંસલો ચાલ્યો જવાનો એકલો રે.

સાચા સદ્ગુરુ ભવથી તારશે રે
એ છે જીવના તારણહાર (૨)—સાચા૦ ૧
તે વિણુ કોઇની ના તાકાત છે રે
કે લઇ જાય આ ભવની પાર(૨)—સાચા૦ ૨
સંશયો અનેક જાતના ઉદ્ભવે રે
જીવના ચંચળ મનની માંય (૨)—સાચા૦ ૩
ઘણા જનમોના પાપના ઢગલા રે
ગુરુમંત્રે શેના ક્ષીણ થાય (૨)—સાચા૦ ૪
પણ યાદ રાખવું. અગ્નિ તણખો રે
બળતણ ગંજે જો તે પડી જાય(૨)—સાચા૦ ૫
તો તે ધીમે ધીમે વધુ ચેતતો રે
અંતે ઢગલો રખ્યા થાય (૨)—સાચા૦ ૬
તેમ સદ્ગુરુએ દીધા મંત્રની રે
ભાવથી સાધના જો તે કરાય(૨)—સાચા૦ ૭
'રામ' કહે તેના યોગે બહુ જન્મના રે
સંચિત પાપ કરમ બળી જાય(૨)—સાચા૦ ૮

પરંતુ જેમ ભૂખ લાગ્યા વિના સારૂં ખાવાનું પણ ગમતું નથી, તેમ પાપીઓને ભક્તિની, જનસેવાની, દાનની કે મોક્ષની વાતો ગમતી નથી. આજના કેટલાક માણસો કહે છે કે આ સંસારનો અને વેપારના કામોનો તેમ જ ઝગડાઓનો અમારા ઉપર કંઇ ઓછો ભાર છે? અમે તે પ્રભુને શી રીતે ભજીએ? તો તેઓને માટે કહેવાનું કે ઘરમાં ભાઇઓના અને વહુઓના વાંધા અને ઝઘડા સારૂં કંઈ બાપને ત્યજી દેવાય નહિ; તેમ બહારના ઝઘડાઓ સારૂં કાંઈ પ્રભુને છોડી દેવાય નહિ.

આ જગતમાં લક્ષ્મી વીજળી જેવી છે, અધિકાર પતંગના રંગ જેવો છે, આયુષ્ય પાણીના મોજા જેવું છે, કામભોગ આકાશમાં ઉત્પન થતા ઇંદ્ર ધનુષના જેવા છે. ટુંકમાં હે માનવો, એ સઘળી વસ્તુઓનો સંબંધ ક્ષણભર છે. ફક્ત આત્મા જ અખંડ છે અને અવિનાશી છે. માટે આત્મા જેવી નિત્ય વસ્તુને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

વિશેષ આ જગતની કોઇપણ વસ્તુ આપણી નથી. કાયમને માટે આપણી સાથે રહેનારી તો એજ વસ્તુ છે. તે છે 'પુણ્ય' અને 'પાપ.'

કોનાં છોરૂ કે કોનાં વાછરૂ, કોનાં માય ને બાપ
અંતકાળે જાવું એકલું, સાથે પુણ્ય ને પાપ.
એક દિન એવો તારો આવશે.

પુણ્ય એટલે શું અને પાપ એટલે શું? પુણ્ય એટલે સુખ મેળવવાનો રસ્તો અને પાપ એટલે દુઃખ મેળવવાનો રસ્તો. માટે જો સુખની ઇચ્છા હોય તો પુણ્ય કરો અને ભક્તિરસનું પાન કરો.

એ રસ કોણ પીએ?
તરસ વિના એ રસ કોણ પીએ?
રસિયાં, તરસીયાં કે કોઇ દરદિયાં,
બનીને ગરજીયાં પીએ! તરસ વિના૦

## પ્રકરણ ૨૦

## હિન્દુ ધર્મ શું?

રામ કહે સુણજો તમે, હિન્દુ ધર્મ શું છે?
તેના ઉદ્દેશો ખરા, વેદોમાં શું છે?

હિન્દુધર્મ એટલે શું? હિન્દુ ધર્મ એ અતિ પ્રાચીન ધર્મ છે. બીજા સર્વ ધર્મો ઉપસ્થિત ક્યારે થયા તે ઇતિહાસ કહે છે. પરંતુ હિન્દુ ધર્મની ઉત્પત્તિ ક્યારે થઈ તે ઇતિહાસ કહેતો નથી. સૃષ્ટિની ઉત્પત્તિની સાથે જ હિન્દુ ધર્મની અર્થાત્ વેદ ધર્મની ઉત્પત્તિ સાક્ષાત્ ભગવાને કરી છે. ઇસ્લામ ધર્મનો એકેશ્વરવાદ, ખ્રિસ્તી ધર્મનો તત્વવાદ, પારસી ધર્મની અગ્નિપૂજા, બૌદ્ધ ધર્મની અહિંસા વગેરે ધર્મોનાં મુળ સિદ્ધાંતો હિન્દુ ધર્મે તો પ્રથમથી જ સ્વીકારેલાં છે. જેથી હિન્દુધર્મ એ એક મહાન સુવિશાળ અને અતિ પ્રાચીન ધર્મ છે; અને તેમાંથી જ અમુક અમુક સિદ્ધાંતોને પ્રાધાન્ય સ્વરૂપ આપીને નવાં નવાં નામ ધારીને બીજા ધર્મો અને અનેક સંપ્રદાયો ઉપસ્થિત થયા છે. શ્રી કલિગીતામાં 'રામ' લખે છે કે—

રામ કહે સૌ ધર્મમાં, વેદ ધર્મ ગંભીર
વિશાળ તે સિંધુ અને, બીજાં નદીનાં નીર.

આ હિન્દુધર્મ એટલો બધો વિશાળ છે કે તેની બધી વાતો જો ચર્ચવા બેસીએ તો પાનાં ને પાનાં ભરાય. માટે તે બધી જંજાળમાં ન પડતાં તેના મુખ્ય સિદ્ધાંતો શું છે તે ટુંકમાં નીચેના ચાર શ્લોકોમાં હું લખી જણાવું છું.

રાગ—અનુષ્ટુપ

ગામે ગામે સભા સ્થાપી, અને વંચાવવી કથા
પાઠશાલા, મલ્લશાલા, પ્રતિપર્વ મહોત્સવ—૧.

અનાથો મંદિરો ગાયો, ને વિધવાને રક્ષવાં
કરીને ધર્મનું ઐક્ય, ધર્માર્થે દાન આપવાં—૨.

દુખી ઉપર દયા કરવી, આદર કરવો નારનો
ના મારો અહિંસકને, આતતાયીને મારવો—૩.

વિશ્વના સર્વ ધર્મોમાં, ઉત્તમ હિન્દુધર્મ છે
સર્વ ભૂતોતણું હીત, કરનારો એ ધર્મ છે—૪.

અંતમાં આજના હિન્દુઓને હું હાકલ કરૂં છું કે—

રામ કહે છે સાંભળો, હે હિન્દુ નરનાર
આવા હિન્દુ ધર્મ કરોનો, જગમાં પ્રચાર.

## પ્રકરણ ૨૧

## યુગ કર્તવ્યની હાકલ યાને ઉપસંહાર.

**સ્વધર્મ સંરક્ષણુને, સેવા સંગઠન સાધ**
**આ યુગનો એ ધર્મ છે, રામ કરે પોકાર.**

**સ્વધર્મ, સંરક્ષણુ, સેવા અને સંગઠન સાધો.**

આ ચાર સરસામાં આ યુગનું કર્તવ્ય અર્થાત યુગધર્મ સમાઈ જાય છે. આ ચાર સરસા, આપણે આપણા હૃદયરૂપી કપાટમાં કોતરી રાખવા પડશે; અને તેમને અમલમાં મૂકવાનો મહાન પ્રયત્ન આદરવો પડશે.

સ્વધર્મ, સંરક્ષણુ, સેવા અને સંગઠન એ છે આપણા જીવનનો મુદ્રાલેખ. એ છે આપણા જીવનનો મહામંત્ર, એ છે આજનો સાચો યુગધર્મ અને તેમાં છે આપણા જીવનની સાર્થકતા.

હે હિન્દુઓ, આ ચાર સરસાને સાધવાનો ભગીરથ પ્રયાસ આરંભો અને પડતીના ધરામાં પડેલા હિન્દુસ્તાનને, હિન્દુધર્મને અને હિન્દુ કોમને જગત સમક્ષ ફરીથી ટટાર શીરે ઉભી કરો. અને ઉજ્વળ કીર્તિને પામો.

કદમ કદમ બઢાયે જા
ખૂશી કે ગીત ગાયે જા
યહ જીંદગી હે કોમકી
તૂ કોમ પે લૂટાયે જા.

**सर्वेषां मंगलं भूयात् सर्वे सन्तु निरामयः ।**
**सर्वे भद्राणिपश्यन्तु मा कश्चित् दुःखभाक् भवेत् ॥**
**ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

## ભજનો.

**૧. રાગ—(વિઘ્ન હરન ગવરી કે નંદન)**

પરથમ વંદુ ગણપતિજીને, વિઘ્નો સરવે ટાળો રે.
બીજે વંદુ સરસ્વતીને, બુદ્ધિ નિર્મળ આપો રે.
ત્રીજે વંદુ સદ્ગુરુજીને, માર્ગ રૂડા બતલાવો રે.
ચોથે વંદુ માતપિતાને, માફ કરો અપરાધો રે.
પંચમ 'રામ' નમે રઘુનાથને, ભવસાગરથી તારો રે.

---

**૨. રાગ—(પ્રેમળ જ્યોતિ તારો દાખવી.)**

દીનાનાથ પ્રભુ હરિ ૐ
દયા કરો પ્રભુ ગુરુ ૐ—(ટેક)
કામ ક્રોધ ને હું લોભે લોભાયો, ધૈર્ય આપો હરિ ૐ
મદ મત્સરને મોહે ફસાયો, શોક કાપો ગુરુ ૐ
મારી વાસના બાળો ૐ—દીનાનાથ૦ ૧.
પાપ કરમથી બચાવો પ્રભુજી, જગતપતિ હરિ ૐ
માર્ગ અસત્યેથી વાળી ગુરુજી, સુધારો મતિ ગુરુ ૐ
આપી જ્ઞાન દાન અતિ ૐ—દીનાનાથ૦ ૨.

સકલ સુકાર્યે સ્હાય માગું હું, મદદે આવો હરિ ૐ
દુરિત કૃત્યોની માફી માગું હું, પાપ બાળો ગુરુ ૐ
મારાં સંકટ નિવારો ૐ—દીનાનાથ૦ ૩.
પાપી પરાધિન આયો શરણમાં, દયા લાવો હરિ ૐ
આ દીન 'રામ' પડયો રે ચરણમાં, લાજ રાખો ગુરુ ૐ
મને પાર ઉતારો ૐ—દીનાનાથ૦ ૪.

---

### ૩. રાગ—મંદાક્રાન્તા.

દીનાનાથ મુજ મન થકી, વાસના સર્વ ટાળો
કષ્ટો વિઘ્નો દુર કરી પ્રભુ, પાપને સર્વ બાળો—૧.
આ સંસાર રૂપ ઉદધીમાં, આથડું છું હે કૃષ્ણ
દીન બાળ પર કરી કૃપા, ને ઉગારી લે કૃષ્ણ—૨,
નીતિનાં સૌ વીસરી વચનો, પાપી કૃત્યો કર્યાં રે
ધર્મો ભૂલી અધરમ તણા, કોથળા તો ભર્યાં રે—૩.
દીનાનાથ મુજ આ અરજી, ને દયાળુ સ્વીકારો
આજે 'રામ' તરફ નીરખી, ઝૂંપડીમાં પધારો—૪.

---

### ૪ રાગ—ઇન્દ્ર વજ્ર.

મહેશ્વરા હે પરમેશ્વરા હે, દીનેશ્વરા હે જગદીશ્વરા હે
કૃપા કરોને પ્રભુ ઈશ્વરા હે, નમું નમું હું અખિલેશ્વરા હે—૧.
વિચિત્ર લીલાને શક્તિ તમારી, કદી ન ચાલે મતિ ત્યાં અમારી
તર્યા નથી કોઈ તમારી માયા, ગુણો તમારા સહુ શાસ્ત્રે ગાયા. ૨.
વિનંતિ આ નમ્ર ચિત્તે વિચારો, કૃપા કરીને પ્રભુ તે સ્વીકારો
ક્ષમા કરો નાથ સમસ્ત પાપો, સદા તમે શાશ્વત શાંતિ આપો. ૩.
કૃપાનિધે હે કરૂણેશ્વરા હે દયાનિધે હે ભક્તેશ્વરા હે
ઠરે નમી 'રામ' તૂને, પ્રણામ, દયા કરો હે ભગવાન રામ. ૪.

---

## ૫. પ્રભુ પ્રાર્થનાની મહત્તા

રાગ—ગઝલ.

મળે છે ચિત્તને શાંતિ, પ્રભુની પ્રાર્થનાએથી
મળે છે ધૈર્ય સદ બુદ્ધિ, હરિની પ્રાર્થનાએથી—૧.
જગે માનવ જીવનનું, અજબ એતો રસાયન છે
હરિને પામવા કાજે, પ્રથમ એ શુભ સાધન છે—૨.
છવાયું ઘોર વાદળથી, નર હૈયું નિરાશાના
પ્રભુની પ્રાર્થના તેમાં, કરે દીપક આશાના—૩.
તુટેલી છાતીને એ તો, મહા શ્રદ્ધા તણા બળથી
જગે એ ટેકવી રાખે, મહા વિશ્વાસના બળથી—૪.
અશાંતિથી ભરેલું ને, પરાધીન આજનું જીવન
કરે છે શાંતિરૂપી એ, સુધાનું તે મહીં સિંચન—૫.
સુણોને 'રામ' પાકારે, તમે માટે કરો સ્તુતિ—૬.
કલિકાળે સુખી થાવા, રૂડો રસ્તો પ્રભુસ્તુતિ—૬.

---

૬. રાગ—(શરણે આવ્યો જીવનના રખવાળ રે)
દીન દયાળુ શરણે લ્યો ભગવાન રે
આપો સેવા ભક્તિ કેરૂં દાન રે—૧.
ક્ષમા કરો અપરાધ અમારા નાથ રે
દરશન દોને આવી દીનાનાથ રે—૨.
માર્ગ સુઝે ના સઘળે એ અંધાર રે
સાચો માર્ગ બતાવો જગદાધાર રે—૩.
તું છે આ દુનિયાનો ન્યાયાધીશ રે
સાચો ન્યાય કરે સૌનો જગદીશ રે—૪.

'રામ' કહે ચરણે નમીએ કીરતાર રે
કૃષ્ણ ઉતારો અમને સામે પાર રે—૫.

---

### ૭. રાગ—(મારું રણ તમે છોડાવો રે.)

મને આશરો એક તમારો રે—રણછોડ રાયા.
મને ભવથી પાર ઉતારો રે—રણછોડ રાયા.
આ ભવસાગર છે ભારી, ડૂબે છે નૈયા મારી
મને આશા એક તમારી રે—રણછોડ રાયા૦ ૧.
માછલી પાણી વિનાની, ને વાછડી ગાય વિનાની
બાંય ઝાલોને ડૂબતાની રે—રણછોડ રાયા૦ ૨.
પ્રભુ સુણજો મારો દાવો, મુજને શાને ટગરાવો
મારી નાવ કિનારે લાવો રે—રણછોડ રાયા૦ ૩.
મોજાં બહુ આડે આવે, આ નાવ ચડ્યું ચકરાવે
આ 'રામ' તૂને બોલાવે રે—રણછોડ રાયા૦ ૪.

---

### ૮. રાગ—(જાવો જાવો ને મેરે સાધુ)

આવો આવો ઓ કૃષ્ણ કનૈયા, તારો મારી નાવ
તારો મારી નાવ રણછોડ, તારો મારી નાવ—(ટેક)
વિકટ ભયાનક ભવસાગરમાં, માયાનાં એ નીર
નૈયા મારી ડગમગ ડોલે, સહાય કરો રઘુવીર—આવો૦ ૧.
સાગર આ તોફાને ચઢીયો, નાવ હીંડોળા ખાય
કાયા રૂપી નૈયા મારી, દુઃખ ખડકે અથડાય—આવો૦ ૨.
આશ મને છે એક જ તારી, એક તારો આધાર
નિર્ભય કરજો નૈયા મારી, તું છે તારણહાર—આવો૦ ૩.

દૂર કિનારો નાવ ડૂબે આ, હાથ ધરોને સુકાન
આયો શરણુમાં 'રામ' તમારે, તારોને ભગવાન—આવો૦ ૪.

---

૯. રાગ—( મારી હુંડી સ્વીકારો મહારાજ રે )

તારે શરણે આવ્યો મહારાજ રે—શામળા ગીરધારી.
મારૂં પાર ઉતારો જહાજ રે—શામળા ગીરધારી.

સાખી

માફી માગું પાપની, જોડી બેઉ હાથ
દયાનિધિ રાખો મને, તુજ શરણુમાં જદુનાથ રે—
શામળા ગીરધારી. ૧.

મુઝવણુ મારા મનતણી, દૂર કરો તત્કાળ
કૃપા કરી પ્રભુજ્યો તમે, આ બાળકની સંભાળ રે—
શામળા ગીરધારી ૨.

મારા સૌ અવગુણુને, વિસારજો ભગવાન
વિકટ મહાભવ સિંધુથી, મને ઉગારજો ભગવાન રે—
શામળા ગીરધારી. ૩.

આ દીનની અરજી સુણી, દયા કરો મહારાજ
'રામ' પડ્યો તુજ ચરણુમાં, તમે રાખોને મારી લાજરે—
શામળા ગીરધારી. ૪.

---

૧૦. (રાગ–મીઠા લાગ્યા છે મને)

ઝુકાવી નાવ તારે નામે હો રામજી
એક મને તારો વિશ્વાસ રે
રામ નામ કેરો આધાર છે—(ટેક)

પગલે પગલે તે એના, ઝણુકારા વાગતા
ધબકારે ધબકારે, હૈયું ગજાવતા
મનમાં તે વ્યાપી રહ્યો રામ રે
રામ નામ કેરો આધાર છે—ઝુકાવી૦ ૧
જીભલડી જંપે નહિ, રામ રામ બોલે
સંસાર સાગરે, નાવ મારી ડોલે
રઘુનાથ ગ્રહોને સુકાન રે
રામ નામ કેરો આધાર છે—ઝુકાવી૦ ૨
બાંધી મેં હોડ આજ, રામજીને માટે
હાં રે હંકારતો, મુક્તિની વાટે
કાયાની હોડી ઝોલાં ખાય રે
રામ નામ કેરો આધાર છે—ઝુકાવી૦ ૩
'રામ' કહે ભક્તિએ, આત્મા જગાડીયો
આ રે સંસારના, ભયને ભગાડીયો
જાણે ઉભો છું રામદ્વાર રે
રામ નામ કેરો આધાર છે—ઝુકાવી૦ ૪

---

## ૧૧. સંસાર સાગર

રાગ—શીખરાણી.

ભર્યો સાગર ભારી, જળમાં ડુબતી નૈયા મારી
પ્રભો આશા તારી, બચાવને આ નાવ મારી—૧.
મહા સંકટ વિઘ્નો, રૂપ ખડકો સાથે અથડાતો
મહા માયા રૂપી, મગર મછ જાળે ફસાતો—૨.
મહા સંતો ભક્તો, રૂપ દીવાદાંડી અનંત
છતાં મોહાંધીઓ, કદી ન જોતા મુક્તિ પંથ—૩.

અને માનવ દેહો, રૂપ તે નૈયા મૃત્યુ સામે
ખડકે અથડાઈ, નરકરૂપ મહાદુઃખ પામે—૪.
પરંતુ જે વ્યક્તિ, તન મન ધનાદિજ શક્તિ
કરીને કૃષ્ણાર્પણ, વળી કરે ભાવે જ ભક્તિ—૫.
કહે છે આ 'રામ', બનતો નાવિક તેનો રામ
અને તે નૈયાને, તુરત તારી દેતો રામ—૬.

## ૧૨. પથ્યવાણી

રાગ—(સમય મારો સાધજે વ્હાલા.)

સુણોને આ પથ્યવાણી, પાળો એને સત્ય જાણી— (ટેક)
પથ્ય પ્રથમ સત બોલવું, પરનિંદા ના થાય—થાય.
ના કરાય નિજ વખાણ, પરપીડા ના થાય—સુણોને૦ ૧.
પથ્ય પાંચમું વેદતણાએ, વચનના ઉલ્લંઘાય—ધાય.
નિજ વર્ણાશ્રમનો ધરમ, યોગ્ય રીતે જ પળાય—સુણોને૦ ૨.
પથ્ય સાતમું પરનારીનો, સંગ કદી ના થાય—થાય
જાણોને પત્થર સમાન, ના પરધન લેવાય—સુણોને૦ ૩.
પથ્ય નવમું દુર્જન તણો, સંગ કદી ન કરાય—રાય
ના કરાય કંઇ વ્યસન, ના અભિમાન ધરાય—સુણોને૦ ૪.
પથ્ય બારમું નિજ કર્તવ્ય, સંસારે ન તજાય—જાય
'રામ' કહે આ પથ્ય પાળેથી, આ ભવસિંધુ તરાય—સુણોને૦ ૫.

---

## ૧૩. રાગ—(મુખડાની માયા લાગી રે)

રામનામ તમે બોલો રે—પામર પ્રાણી (ટેક)
જેમ વીજળીનો ઝબકારો, જેમ આંખનો પલકારો
તેમ જાશે જીવ તારો રે—પામર પ્રાણી—રામ૦ ૧.
લગામ હરિના હાથે, ખેંચે તેમ જગ નાચે
આપણું ન કાંઈ ચાલે રે—પામર પ્રાણી—રામ૦ ૨
તિલક કરીને થાકયો, તીરથ ભમીને થાકયો
તોય એક તો ના પાકયો રે—પામર પ્રાણી—રામ૦ ૩
દુનિયા દુઃખનો દરિયો, માયાના જળેથી ભરીયો
રામ ભજ્યા તે તો તરીયો રે—પામર પ્રાણી—રામ૦ ૪
'રામ' કહે કલિકાળે, હરિને કોણ સંભાળે
ફસાયા માયાની જાળે રે—પામર પ્રાણી—રામ૦ ૫

૧૪ રાગ—( મુખડાની માયા લાગી રે )

ભગવાન ભજ ભાવે રે—માયાના કીડા. (ટેક)
અમર નથી આ કાયા, એ તો વાદળની છાયા
માટે છોડ મોહ માયા રે—માયાના કીડા. ભગવાન૦ ૧.
નાટકસીનેમા માંહી, દોડયો દોડયો જાયે ત્યાંહી
ભજન તો ગમે નાહી રે—માયાના કીડા. ભગવાન૦ ૨.
'રામ' કહે હરિ ગાને, અભિમાન કરે શાને
સુવું પડશે સ્મશાને રે—માયાના કીડા. ભગવાન૦ ૩.

---

૧૫. રાગ—( મારી હુંડી સ્વીકારો મહારાજરે )

તમે ભાવે ભજો ભગવાન રે—જગમાં જનમીને.
કરો કાયા તણું કલ્યાણ રે—જગમાં જનમીને.

સાખી

મૃત્યુ આ સામે ઉભું, હે જીવડા તું ચેત
છોડી માયા જાળને, હરિ સાથે તું કરને હેતરે—
જગમાં જનમીને—તમે૦ ૧.
હે માનવ મૃગજળરૂપી, નીરખી જગની જાળ
હરખી મૃગની જેમ તું, બહુ દોડ નહિં સંભાળ રે—
જગમાં જનમીને—તમે૦ ૨.
રામ ભજો ભાવે તમે, કરે સંતો પોકાર
હીરો આવ્યો ના ખુવો, હે મુરખના સરદાર રે—
જગમાં જનમીને—તમે૦ ૩.
માટે હે સજ્જન સુણો, 'રામ' તણી આ વાત
જનસેવા હરિકીર્તન, તમે સદા કરો દિનરાત રે—
જગમાં જનમીને—તમે૦ ૪.

---

## ૧૬. મોતનાં નગારાં.

રાગ—( આશા ભરેલ અમે આવીયા. )

તારે માથે નગારાં વાગે મોતનાં
કેમ ઉંઘે છે ભૂલી ભાન રે—જીવડા જાગો જાગો. ૧
કાયા અમર ના કોઇની
પડી જાશે આ દેહનું મકાન રે—જીવડા જાગો જાગો. ૨
કાયા નગર રળીયામણું
તેની થાશે જ રાખ સ્મશાન રે—જીવડા જાગો જાગો ૩
પુણ્યો પુરવનાં પુરાં થયે
પછી વસમું તે આવશે મેદાન રે—જીવડા જાગો. ૪
લોભ લાલચમાં ફસાઇને
કરે ધંધા અહીં નુકશાન રે—જીવડા જાગો જાગો ૫
'રામ' કહે અભીમાનમાં
તું ભૂલી ગયો ભગવાન રે—જીવડા જાગો જાગો. ૬

---

## ૧૭. રાગ—(મારૂં રણુ તમે છોડાવો રે)

મુક્તિ મારગ પર ચાલો રે—જગના ઓ જીવો.
શ્રદ્ધાની દોરી ઝાલો રે—જગના ઓ જીવો.
મુક્તિ મારગ છે ભારી, વચ્ચે માયા નડનારી
પ્રગતિને એ રૂંધનારી રે—જગના ઓ જીવો. મુક્તિ૦ ૧.
તમે ભક્તિ રથને હાંકો, છોડી માયાનો ફાંકો
જો જો ના જાયે વાંકો—જગના ઓ જીવો. મુક્તિ૦ ૨.
મુક્તિ મારગ પર જાતાં, છ શત્રુ આવે સામા
છે કઠિન તે જીતાવા રે—જગના ઓ જીવો. મુક્તિ૦ ૩.
શત્રુથી ચેતી ચાલો, એને જ્ઞાન ખડગથી મારો
પોકારે 'રામ' સમાલો રે—જગના ઓ જીવો. મુક્તિ૦ ૪

---

## ૧૮. સંતનો સંદેશ

રાગ—(પૈસાદારને પોસાય એવી મોજ મુંબઇની.)
સુણોને સંતનો સંદેશ, ભારત દેશના વીરો
સુણોને સદ્‌ગુરુ સદેશ, ભારત દેશના વીરો—(ટેક). ૧.
તમેદીનજનસેવાકરજો,દુઃખીયાંનાદુઃખડાંહરજો
પ્રથમ એ ધર્મનો સંદેશ, ભારત દેશના વીરો—સુણોને૦ ૨
નિજ દેશની સેવા કરજો, આઝાદી યુધ્ધે લડજો
બીજો એ ધર્મનો સદેશ, ભારત દેશના વીરો—સુણોને૦ ૩
તમે કીર્તન ભક્તિ કરજો, પાપી કરમોથી ડરજો
ત્રીજો એ ધર્મનો સંદેશ, ભારત દેશના વીરો—સુણોને૦ ૪
આ ત્રણને જો આચરશો, તોભવસાગરથીતરશો
સુણોને મુક્તિનો સદેશ, ભારત દેશના વીરો—સુણોને૦ ૫
કહે 'રામ' જગે જનસેવા, રીઝવશે એ જગદેવા
સુણોને સંતનો આદેશ, ભારત દેશના વીરો—સુણોને૦ ૬

---

## ૧૯. રાગ—( મને વહાલું બાપુજી કેરૂં નામ છે રે )

વીરા કોની જુઓ છો વાટડી રે
ખાલી જાશે તમારી દાહડી રે—વીરા૦ ૧.
અંત સમયે મતિ જેવી સૂઝશે રે
બીજા જનમે ગતિ તેવી મળશે રે—વીરા૦ ૨.
જાવું પડશે તારે પરલોકમાં રે
શીદ નાચે છે માયા ચોકમાં રે—વીરા૦ ૩.
જાવા પરદેશે ભેઅરાં બાંધશે રે
જાણી રસ્તામાં એ કામ લાગશે રે—વીરા૦ ૪.

તમે પુણ્યોનું ભાથુ બાંધજો રે
સેવા ભક્તિનું ભાથુ બાંધજો રે—વીરા૦ ૫.
કહે 'રામ' એ સાથે આવશે રે
નહિં ધન નારી સુત આવશે રે—વીરા૦ ૬.

---

## ૨૦. માયાનું બજાર

રાગ—( મને વહાલું બાપુજી કેરું નામ છે રે. )
ચાલો ચેતી માયાના બજારમાં રે
એના મોટા મોહક વિસ્તારમાં રે—ચાલો૦ ૧.
ઉભી તૃષ્ણા તરૂણી લલચાવવા રે
એના લાલચ ફંદમાં ફસાવવા રે—ચાલો૦ ૨.
ફરે આશાદેવી શણગાર કરી રે
એણે સોનાની મૃગજાળ પાથરી રે—ચાલો૦ ૩.
દીસે મોટી સુરંગ ત્યાં મોહની રે
એની બારી સાંકળ છે લોહની રે—ચાલો૦ ૪.
વાસનાના ફુવારા ઉડે ચોદિશે રે
જગ જીવો રંગાય માયા વિષે રે—ચાલો૦ ૫.
'રામ' કહે ચેતો એ વાટથી રે
ભોળાં હૈયાં લૂંટે એ ઘાટથી રે—ચાલો૦ ૬.

---

## ૨૧. મનના ત્રિદોષ

રાગ—( મીઠાં મધુ ને મીઠાં મેહુલારે લોલ. )
મેલ વિક્ષેપ આવરણ છે રે લોલ
મનના ત્રિદોષ આ ગણાય જો—મેલ૦ ૧.

જન્મ મરણાદિ સર્વ દુઃખનું રે લોલ
કારણ ત્રિદોષ આ મનાય જો—મેલ૦ ૨.
દૂર કર્યેથી ત્રણ દોષને રે લોલ
મુક્તિનાં સુખડાં પમાય જો—મેલ૦ ૩.
વિષયાસક્તિનો મેલ મનનો રે લોલ
નિષ્કામ કર્મે દૂર થાય જો—મેલ૦ ૪.
વિક્ષેપ ચિત્ત ચંચળતા રે લોલ
ઉપાસનાથી દૂર થાય જો—મેલ૦ ૫.
પડદો અજ્ઞાન આવરણ છે રે લોલ
એ તો જ્ઞાને દૂર થાય જો—મેલ૦ ૬.
'રામ' વાણીને તમે સૂણજો રે લોલ
સેવા ભક્તિથી શ્રેય થાય જો—મેલ૦ ૭

## ૨૨. ત્રણ દેવની માયા.

રાગ—પ્રભાત.

પ્રાણી જીવ માત્રને, આ રે સંસારમાં
માયા ત્રણ દેવની, લાગી ભાઈ
ઘર પાલન તણી, ચિંતા દિનરાત રહે
મોહ તે વિષ્ણુ, માયાનો ભાઈ—૧
થાય સ્ત્રીને પ્રજા, આવતો માંદગી
દર સુવાવડે. સખ્ત ભાઈ
તોય સ્ત્રી પુરુષ ફરી, ચાલે એ પંથમાં
મોહ તે બ્રહ્મા, માયાનો ભાઈ—૨
માંદગીના બિછાના, પરે તું સુતો
વર્ષ સોનો થયો, બુઢ્ઢો ભાઈ

તોય મરવું તને, ના ગમે આ જગે
મોહ તે શિવ. માયાનો ભાઇ—૩
'રામ' કહે છે સુણો, મોહ ક્યારે ટળે
સંતની કીરપા, જ્યારે થાયે
આત્મ પરમાત્મનું, જ્ઞાન જ્યારે મળે
ભાવથી કૃષ્ણના. ગૂણ ગાયે—૪

---

## ૨૩. જુઠી ચાલ

રાગ—પ્રભાત.

અંધ હે ચાલ તું, ચાલતો રે જુઠી
આંખડી તારી આ, બેઉ ફુટી—(ટેક)
દ્રવ્યના કારણે, મન્ન લલચાવતો
ને મૂખે બ્રહ્મની, વાણી વદતો
વિષય ને વાસના, ની મહીં મ્હાલતો
બ્હારથી ત્યાગીનો, ડોળ કરતો—અંધ૦ ૧
જ્યાં લગી બત્તીમાં, તેલ બળતું દીસે
ત્યાં લગી સર્વ, સંસાર દીસતો
બળી ગયું તેલને, જ્યોત બુઝાઇ રે
મ્હેલ આ ઘોર, અંધાર દીસતો—અંધ૦ ૨
તારી પાસે ફરે, સર્વ સ્નેહી જનો
તોય ના મૃત્યુ તું, વાળી શકતો
સર્વ સંસાર આ, સ્વાર્થ સ્નેહે રડે
'રામ' આ મૂખથી, વાણી વદતો—અંધ૦ ૩

---

### ૨૪. રાગ—પ્રભાત.

ચેતને જીવડા, છોડી દે કામના
મૃત્યુ રાક્ષસ ભમે, તૂજ માથે
ગાડી વાડી અને, લાડી પાડી વળી
કોઇ ના આવશે, તૂજ સાથે—ચેતને૦ ૧
લાખને રાખ સમ, જાણજે તું અરે
તેમાંનું કાંઇએ, નાહિં તારૂં
દ્રવ્ય સંચ્યું ઘણું, ધર્મ સંચ્યો નહિં
ખોઈ આ જીંદગી, જાણી મારૂં—ચેતને૦ ૨
કર્મ કુડાં કીધાં, દામને કાજે તેં
પાપનાં પોટલાં, માથે લીધાં
'રામ' કહે છે સુણો, રામ દરબારમાં
પૂછશે રામ તેં, શું :શું કીધાં ?—ચેતને૦ ૩

---

### ૨૫. રાગ—ભુજંગી છંદ.

કરી તેં હવનો ઘણાં ઘી જ હોમ્યાં
વળી તેં ઘણાં નારિયેળો જ ફોડયાં
જગે રાખ્યા તેં ખોડીયા માની બાધા
ફળે નાહિં તો પાડતો બહુ વાંધા—૧
કરીને નિવેદો જમ્યો તેહને તું
કરી ઉપવાસો દમ્યો દેહને તું
વળી તેં કીધાં ઈશનાં ગુણગાન
છતાંયે રીઝયો નાહિ એ ભગવાન—૨
કહે 'રામ' એથી રીઝે કેમ રામ

કીધું નાહિં તેં કોઇનું કાંઈ કામ
લુખી ભક્તિથી ના રીઝે કીરતાર
શ્રદ્ધા ભક્તિ સાથે કરો ઉપકાર—૩

---

## ૨૬: પરોપકારનો મહીમા

રાગ—(શરણે આવ્યો જીવનના રખવાળ રે.)

પુણ્ય ખરૂ છે જગમાં પર ઉપકાર રે
એને રાજા સૌ પુણ્યોનો ધાર રે—પુણ્ય૦ ૧
એથી મળતા મોંઘા આશીર્વાદ રે
ને તે કરતા માનવનું કલ્યાણ રે—પુણ્ય૦ ૨
પરોપકારથી મનની શુદ્ધિ થાય રે
વળી રીઝે છે એથી શ્રી રઘુરાય રે—પુણ્ય૦ ૩
પરોપકારમાં બેનાં કામ સધાય રે
એથી તે બેઉનું ભલું થાય રે—પુણ્ય૦ ૪
કલિકાળે આ ભવથી તરવા કાજ રે
'રામ' કહે એ તો છે મજબુત જહાજ રે—પુણ્ય૦ ૫

---

## ૨૭ સ્વાર્થી દુનિયા

રાગ—(જળકમળ છોડી જાને વાલા.)

સ્વાર્થ સાગરમાં ડુબ્યા આ, જગતના સૌ માનવી
નગદ નારાયણ તણી, ભક્તિ કરે સૌ માનવી—૧
દીનનાં કાપે ગળાં તે, દ્રવ્ય નિજ ઘર લાવવા
કામ કુડાં તે કરે છે, સ્વાર્થ નિજનો સાધવા—૨

રાજવી રણમાં લઢે, નિજ આણને ફેલાવવા
નારીઓ ઘરમાં રહે છે, સ્વાર્થ નિજનો સાધવા—૩
સંસારી જન સ્વાર્થ કાજે, અહીં તહીં અથડાય છે
ને વળી સાધુજનો એ, સ્વાર્થમાં લલચાય છે—૪
સાધુઓ આજે ચહી, ચેલા કરે ધનવાનને
લક્ષ્મી માટ મથી રહ્યા, તે સેવીને અભિમાનને—૫
'રામ' કહે છે સૌ જનોને, સ્વાર્થ ભુત વળગ્યું જગે
પરમાર્થને જે સ્વાર્થ માને; જીવન તેનું સફળ જગે—૬

---

## ૨૮. રાગ.—(આવી મોંઘી લીલા લહેર)

કર તું જનસેવાનાં કામ, કમર કસી કસીને
કમર કસી કસીને, કે કમર કસી કસીને—(ટેક) ૧
સત્કર્મો કરનારો તરશે, દુષ્કર્મો કરનારો ડુબશે (૨)
માટે કર સેવાનાં કામ, કમર કસી કસીને—કર૦ ૨
સત્કર્મે વિઘ્નો બહુ આવે, એથી તું શાને ગભરાયે (૨)
જીત તું આ જીવન સંગ્રામ, કમર કસી કસીને—કર૦ ૩
પરમાર્થે જે હોમે કાયા, તેના પર રીઝે રઘુરાયા
તે પામે મુક્તિનું ધામ, કમર કસી કસીને—કર૦ ૪
'રામ' કહે મન ધૈર્ય ધરીને, સંશય સરવે દૂર કરીને (૨)
આદર તું સેવાનાં કામ, કમર કસી કસીને—કર૦ ૫

---

## ૨૯. રાગ—( મુખડાની માયા લાગી રે )

જનમ્યા તો જીવી જાણો રે—આ જગમાંહી. (ટેક)
જીવો છો શું કરવાને, દીન દુઃખ હરવાને
સાચું પુણ્ય રળવાને રે—આ જગમાંહી—૧.

કાયાનો કુંભ છે કાચો, શીદ માયા મહીં રાચો
મારગ સેવાનો સાચો રે—આ જગમાંહી—૨,

કરો વડીલની સેવા, કરો અતિથિની સેવા
કરો દીન જન સેવા રે—આ જગમાંહી—૩.

તરસ્યાને પાણી પાઓ, ભૂખ્યાને અન્ન ખવડાવો
દીન આશિષ કમાવો રે—આ જગમાંહી—૪.

'રામ' કહે જન સેવા, એ છે સાચી પ્રભુ સેવા
રીઝે એથી જગદેવા રે—આ જગમાંહી—૫.

### ૩૦. રામ પડકાર

રાગ—(શરણે આવ્યો જીવનના રખવાળ રે.)

હે ભારતજન સુણજો મારો સાદ રે
ના કરશો રે મિથ્યા વાદવિવાદ રે—૧.

કહું છું સાચી વાત તમોને આજ રે
માનવ જન્મ દીધો છે મુક્તિ કાજ રે—૨.

જ્ઞાતિના વાડા બહુ કરવાથી જ રે
ધર્મતણા વાડા બહુ કરવાથી જ રે—૩.

થશે ન એથી મુક્ત ને ઉદ્ધાર રે
ઉલટો થાશે ભારે હાહાકાર રે—૪.

સંપી એક બનો હિન્દુ નરનાર રે
કરવાને નિજ ધર્મતણો ઉદ્ધાર રે—૫.

હિન્દુ ધર્મ તણા ઝંડાને સ્વીકાર રે
'રામ' તુને કરતો આજે પડકાર રે—૬.

---

### ૩૧. મહાત્માપણું શેમાં?

રાગ—(આયે ભી હો ગયે ભી હો.)

ખોટા આડંબરો મહીં, નથી મહાતમા પણું. (ટેક)

તિલક કંઠીઓ ધરે, સેન મંગળા કરે
બહારના એ ઢોંગમાં, નથી મહાતમાપણું—ખોટા૦ ૧.

બેસી માયા ચોકમાં, અંધ મૂર્ખ લોકનાં
કાન ફુંકવા મહીં, નથી મહાતમાપણું—ખોટા૦ ૨.
ચેલાઓ પૂંજા કરે, મૂઢ દંડવત્ કરે
દ્રવ્ય લૂંટવા મહીં, નથી મહાતમાપણું—ખોટા૦ ૩.
નારી સુતથી છટકીને, ઘેર ઘેર ભટકીને
ભીખ માગવા મહીં, નથી મહાતમાપણું—ખોટા૦ ૪.
પણ મનુષ્ય જાત પર, રાખે પ્રેમ જે અખંડ
એમ વરતવા મહીં, વસ્યું મહાતમાપણું—ખોટા૦ ૫.
જેવો મારો આતમા, તેવો સહુનો આતમા
'રામ' કહે એ દૃષ્ટિમાં, વસ્યું મહાતમાપણું—ખોટા૦ ૬.

---

## ૩૨. સંસાર નાટકશાળા

રાગ—( ભોજા ભગતનો ચાબખો. )

નાટકશાળા છે સંસાર, ને પાત્રો છે સૌ નરનાર. (ટેક)
આ જગરૂપી રંગભૂમિનો, બહુ મોટો વિસ્તાર
ને પશુ પક્ષી મનુષ્યો, પાત્ર જાત હજાર—નાટક૦ ૧.
પ્રથમ ભજવે બાળ પાઠ, સૂર્ય રહે દિનરાત
પારણામાં તે રૂવેને, દોડી આવે માત—નાટક૦ ૨.
બીજો ભજવે વિદ્યાર્થીનો, પાઠ નિશાળે જાય
હાથમાં ઝોળી ચોપડીઓની, ભણવાને તે જાય—નાટક૦ ૩.
ત્રીજો ભજવે પાઠ વેપારી, કરે નોકરી વેપાર
કૃષિ કરે કો, ને કોઈ જાયે, દ્રવ્ય કમાવા બહાર—નાટક૦ ૪.
ચોથો ભજવે યુવાન પાઠ, પરણી લાવે નાર
કામ ક્રીડાને બીજા વિલાસો, ભોગવતા નરનાર—નાટક૦ ૫.

પાંચમો ને છેલ્લો પાઠ, ડોસાનો ભજવાય
કરમાં લકડી કેડે વળેલો, ઠચુક ઠચુક તે જાય—નાટક૦ ૬.
'રામ' કહે છે છેવટ મૃત્યુ, નો પડદો પડી જાય
ત્યારે તે પોતાનો પાઠ, પુરો કરીને જાય—નાટક૦ ૭.

---

## ૩૩. કળજુગના વાયરા.

રાગ—(મીઠા લાગ્યા છે મને.)

આજે ફુંકાય ઝેરી કળજુગના વાયરા
જીવોને તેનું ચઢયું ઝેર રે—કળજુગના વાયરા. (ટેક)
અંબરને સાડીઓ, જ્યારે માગે લાડી
મોંઘા દાગીનાને, સાથ સાથ ગાડી
ત્યારે તે લાવી દેવાય રે—કળજુગના વાયરા—આજે૦ ૧.
નથી એકકે સાલ્લો, જ્યારે માગે માડી
લાવી દેને ભાઈ, સાદી એક સાડી.
ત્યારે શીર ખંજવાળાય રે—કળજુગના વાયરા—આજે૦ ૨.
માલ મિઠાઇ સહુ, ખાય છે રે લાડી
વાસી લુખુ સુકું, ખાય બાપ માડી.
આજે તે સતીઓ ગણાય રે—કળજુગના વાયરા—આજે૦ ૩.
'રામ' કહે છે આ, દુનિયા દીવાની
ભણ્યા સુધર્યા પૂંજે, ઘરની ભવાની.
એવા છે આજના જવાન રે—કળજુગના વાયરા—આજે૦ ૪.

---

## ૩૪. રાગ—હરિગીત

આવી જગત સંસારમાં, શું કામ કીધું બાપલા
મિથ્યા જગત વ્યવહારમાં, ખોયો જનમ આ બાપલા (ટેક) ૧.
જ્યારે થયો તડકો સવારે, એટલે બંદા ઉઠયા
ઉઠી પ્રથમ બીડી યજ્ઞનો, આરંભ કરવા બેસીયા— ૨.

મોંઢારૂપી તે યજ્ઞકુંડે, બીડી બા પધરાવીયાં
તેમાં પછી અગ્નિ મુકી, મૂખથી ધુમાડા કાઢીયા— ૩.

બીડી યજ્ઞ તે પુરો કરી, ત્યાંથી ઉભા બંદા થયા
'ચા' દેવીનું દર્શન કરવા, તે રસોડે આવીયા— ૪.

પતિવ્રતા ગૃહ લક્ષ્મીએ, ત્યાં ડોઝ ચાના આપીયા
તે કોડીયાં ગરમા ગરમ, બંદા હસીને પી ગયા— ૫.

પછી નાહીને પરવારીને, બંદા બજારે ઉપડયા
બઇ પાનનો ડુચો વળી, તે શાક લઈ પાછા ફર્યા— ૬.
નોકરીનો વખ્ત થાતાં, તે દુકાને તો ગયા
કેમ મોડું થયું અરે, તે શેઠ મોટા બોલીયા— ૭.

જ્યાં શેઠ બ્હાર ગયાજ ત્યાં, બીડી સડાકા ખેંચીયા
બીજા મુનીમો સાથ બહુ, વાતો તડાકા મારીયા— ૮.
'ચા' દેવીની ભક્તિ કરી, યજ્ઞો બીડીના બહુ કર્યાં

વિષયે બહુ વ્હાલી અરે, પેદા બહુ રત્નો કર્યાં— ૯.
ખાધું ઘણું ઉંઘ્યા ઘણું, ફકકડ. થઈ ફરતા ફર્યાં
ખીસ્સા મહીં ના દામ તોયે, ભપકા ભારે મારીયા— ૧૦.
ઘરેણાં ઘડાવ્યાં રે ઘણાં, પુત્રો બહુ પરણાવીયા
શું કામ બાકી તે રહ્યું, ચોગમા દુરીય લગાવીયા— ૧૧.
હવે વાતબ્હેનોની કરૂં, પાવડર સ્નો મુખ ચોપડયાં
બાધા લીધી શીશ ઢાંકવાની, પૂછડાં લટકાવીયાં— ૧૨.
ઉઠી સવારે ચા પીને, પછી બેન મંદિરે ગયાં
ત્યાં તો મળી સાહેલીઓ, નિંદા જ કરવા બેસીયાં— ૧૩.

ફેન્સી વાયલ સાડીઓ, ઘરેણાં ઘણાં અંગે ધર્યાં
નિત રાંધવામાં નિંદવામાં, દિન સૌ પુરા કર્યા— ૧૪.

આ 'રામ' તો કહે છે સુણો, તમે વ્યર્થ જન્મ ગુમાવીયા
ના પુણ્યદાન કર્યું અરે, ના ઇશને સંભાળીયા— ૧૫.

### ૩૫. આરતી

ૐ જય જય રઘુવીર, પ્રભુ ૐ જય જય રઘુવીર
ભક્ત ભવાબ્ધિ તારણ (૨) સર્વેશ્વર શુરવીર—ૐ૦ (ટેક) ૧.

ધર્યાં ધનુષ ને બાણ, અસુર નાશ કાજે—પ્રભુ—
કંઇ દુષ્ટો સંહાર્યા (૨) તુજ ભકતો કાજે—ૐ જય૦ ૨.

ઝગમગ જ્યોત બિરાજે, કરે હનુમત સેવા—પ્રભુ—
સીતા લક્ષ્મણ સાથે (૨) પુરુષોત્તમ દેવા—ૐ જય૦ ૩.

ક્ષમા કરો અપરાધ, હે જગના સ્વામી—પ્રભુ—
દયા કરો દીનવત્સલ (૨) વંદુ શીરનામી—ૐ જય૦ ૪.

જાણી તુજ ઉપકાર, વંદુ તુજ ચરણે—પ્રભુ—
કૃપા કરી સેવકને (૨) રાખો નિજ શરણે—ૐ જય૦ ૫.

ઉર રાખીને ભાવ, નમીએ વારંવાર—પ્રભુ—
'રામ' વિનંતિ સુણજો (૨) ઉતારો ભવપાર—ૐ જય૦ ૬.



ઈન્દુલાલ પરીખ (રામકવિ) નું હવે
પછી બહાર પડનારૂં બીજું પ્રકાશન

# શ્રી કલિગીતા

## રામકવિનું એકધારૂં
## પદ્યલેખન

હિન્દુધર્મના રહસ્યો અને સિદ્ધાંતોને સરળ
શૈલીમાં સમજાવતો ધાર્મીક ગ્રંથ.

જેમાં બારસો ગુજરાતી દોહરા રૂપી શ્લોકોને
વિષયવાર પચ્ચીસ વિભાગોમાં ગુંથવામાં આવ્યા છે.

**કલિયુગના માનવીનો ધર્મ શું?**

એ પ્રશ્નનો જવાબ જોઈતો હોય તો વાંચજો

**શ્રી કલિગીતા.**

# એક વિનંતિ

બીજા લેખકોની માફક આ પુસ્તકને મર્યાદિત દશામાં બાંધી રાખવાનો, તેને છપાવવાના સર્વ હક્ક સ્વાધીન રાખવાનો, અને તેમાંથી પૈસા પેદા કરવાનો, સંકુચિત વિચાર હું કદી પણ સેવતો નથી. આ પુસ્તકનો હજારોની સંખ્યામાં બહોળો પ્રચાર થાય, અને જનતા તેના સારને ગ્રહણ કરે, એ મારા અંતરની શુભેચ્છા છે. પરંતુ આને છપાવવા ઇચ્છનારે, મારી પરવાનગી તો અવશ્ય લેવીજ.

આ ઉપરાંત મારૂં " શ્રી કલિગીતા " નામનું બીજું પુસ્તક પણ પ્રસિદ્ધ કરવાનું છે. જે સદ્‌ગૃહસ્થની ઇચ્છા તે છપાવવાની થાય તેમણે મારી સાથે નીચેના સરનામે પત્રવ્હેવાર ચલાવવો.

ધી ગુજરાત કલેકટીવ ફાર્મ્સ લી.<br>
૧૯૫૧, પાંચકુવા. ચાર રસ્તા.<br>
અમદાવાદ.

લી-સેવક.<br>
ઇન્દુલાલ, પરીખ (રામકવિ)

મુદ્રક–મણીલાલ છગનલાલ શાહ. ધી નવપ્રભાત<br>
પ્રિન્ટીંગ પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ.

# રામની યુગવાણી

૧. સ્વધર્મ, સંરક્ષણ, સેવા અને સંગઠન સાધો

૨. આઝાદી મેળવવી એ આ યુગના હિન્દુઓનો મહાન ધર્મ છે. સ્વદેશ માટે કાયા કુરબાન કરનારો માનવ આ લોકમાં અમર કીર્તિને પામે છે, અને પરલોકમાં સ્વર્ગનો અધિકારી બને છે.

૩. હજારો સંપ્રદાયોમાં વહેંચાઈ ગયેલા હિન્દુઓએ સંગઠન સાધી, એકજ સનાતન હિન્દુધર્મના ભગવા ઝંડા નીચે એકત્ર થવું જોઈએ.

૪. હજારો જ્ઞાતિઓનો નાશ કરી હિન્દુઓએ શાસ્ત્ર કહેલા ચારજ વિભાગોને અપનાવી લેવા જોઇએ.

૫. હિન્દુધર્મ અને હિન્દુજાતિના રક્ષણ કાજે પોતાની કાયા કુરબાન કરવી, એ ભારતના બોત્તેર લાખ બાવાઓનો પ્રથમ ધર્મ છે.

૬. ફંડ, ફાળા કે સખાવતથી હિન્દની ગાયો જીવી શકશે નહિ. તેને માટે ગાયોની ઓલાદ સુધારી, તેને વધુ દૂધ દેતી કરી આર્થિક દષ્ટિએ પોસાય તેવી બનાવવાનો ભગીરથ પ્રયાસ સાધવો જોઇશે.

૭. માનવને ઉદ્ધારનારો એક માત્ર માર્ગ—'રામ બોલો.' ગાંધીજીએ પણ શ્રી રામનામનોજ આશ્રય લીધો છે.

આ પુસ્તકમાંથી— રામકવિ.